સડેર્યા હતાં. આગલી ગાડીને લાઈનની બહાર મૂકી આવ્યા પછી તેઓ બીજીને લેવા પાછા લાઈન ઉપર આવ્યા ટ્રેક્ટર–ડ્રાઈવર, ફાદેઈ તો લંગડો દીકરો ને માત્રિયોના ત્રણે મગાને દોરડું બાંધવાની કોશિશ કરી રહ્યાં હતાં. ભગવાન જાણે માત્રિયોના એ લોકો સાથે ત્યાં શા માટે પહોંચી ગઈ હતી સ્લેજ ગાડી અને ટ્રેક્ટરની વચ્ચે એ લોકો કામ કરી રહ્યાં હતાં. માત્રિયોના એ લોકોને શું મદદ કરવા માગતી હતી એ કોણ જાણે ! એને પુરુષોના કામમાં માથું મારવાની હમેશની ટેવ હતી. એ નહોતી કહેતી કે પેલો ભાગનો ઘોડો એક વાર તેને છેક તળાવમાં, બરફ વચ્ચે પડેના ભગાણમાં, ડુબાડી દેવાની અણી સુધી ઢસડી ગયો હતો !

એણે એ કમનસીબ ક્રોસિંગની ઉપર જવાની જ શી જરૂર હતી ? એણે ઉપયો ઓરડો સોંપી દીધો હતો, હવે એ કોઈનીય દેણદાર નહોતી. ચેરુસ્નોથી આવતી ટ્રેન ધસી ન આવે એનું એન્જીન–ડ્રાઈવર ધ્યાન રાખી રહ્યો હતો એ માનતો હતો કે ટ્રેનની આગળની બત્તી ઘણે દૂરથી દેખાશે પરંતુ સામી દિશામાંથી, અમારા સ્ટેશન ઉપર એકબીજા સાથે જોડેલાં બે એન્જીનો શીધાં ચાલતાં આવી પહોંચ્યાં એની પાછળ બત્તી નહોતી – શા માટે નહોતી એ કોણ કહી શકે ? જ્યારે એન્જીન ઊંધું હંકારાતું હોય ત્યારે ડ્રાઈવરની આંખમાં પાછળ ભરેલા કોલસાની કણીઓ વધારે ઊડે અને એને બરાબર દેખાય નહી. એન્જીનો ટ્રેક્ટર સાથે અટકાયાં ને ટ્રેક્ટર અને ગાડી વચ્ચે ત્રણે માણસોને પીસી નાખ્યાં. ટ્રેક્ટર ભાંગી ગયું, સ્લેજ ગાડીના ચૂરેચૂરા થઈ ગયા, લાઈનને નુકશાન થયું ને બન્ને એન્જીનો ઊંધાં વળી ગયાં.

"પરંતુ એન્જીનોનો અવાજ તો એમને સંભળાયો જાઈ તો હતો ?"

"ટ્રેક્ટરનું એન્જીન ભારે અવાજે ઘરઘરાટ કરી રહ્યું હતું"

"મૃત દેહોનું શું ?"

"એ લોકોએ ત્યાં કોઈને જ જવા દીધાં નહીં. એ લોકોએ એ જગ્યાને ઘેરી લીધી છે"

"કોઈ એક્સપ્રેસ ટ્રેન વિષે વાત કરતું હતું એ શું!"

નવ વાગ્યાની એક્સપ્રેસ અમારા સ્ટેશન ઉપરથી પૂરઝડપે પસાર થાય છે ને પછી ક્રોસિંગ ઓળંગે છે. પેલાં એંજિનો અથડાયાં એવા જ એના બંને ડ્રાઈવરો કૂદી પડ્યા હતા અને એથી તેઓને ઈજા થઈ નહોતી. તેઓ લાઈન ઉપર હાથ હલાવતા સામે દોડ્યા ને એક્સપ્રેસને આવતી થંભાવી દીધી...ભત્રીજો એક પાટિયું વાગવાથી ઘાયલ થયો હતો. એ કશોક્કામાં સંતાઈ ગયો હતો; જેથી અકસ્માત વખતે એ ત્યાં હતો એ વાત પકડાય નહીં; નહિ તો એને સાક્ષી તરીકે પકડી જવામાં આવે. 'નહિ જાણનારા જૂઠી સાક્ષી આપે છે ને જાણનારા મોં સીવી લે છે.' ફીરાના પતિને જરાય ઈજા થઈ નહોતી, પણ એ ફાંસો ખાવા તૈયાર થઈ ગયો. માંડ માંડ લોકોએ એને છોડાવ્યો. તે કહે છે, 'આ બધું મારે પાપે બન્યું! મારી દીકરી ને મારો ભાઈ માર્યાં ગયાં!' એ જઈને સત્તાવાળાઓને શરણે થઈ ગયો છે, પરંતુ જેલ નહીં, ગાંડાની ઈસ્પિતાલ જ એની રાહ જોઈ રહી છે ઓ, માત્રિયોના, મારી વહાલી માત્રિયોના..."

માત્રિયોના ચાલી ગઈ હતી. મારા એક નીકટના સ્વજનનું એ મૃત્યુ હતું. અને છેલ્લે દિવસે મેં એને મારું જર્કિન પહેરવા બદલ ઠપકો આપ્યો હતો.

પુસ્તકોની જાહેર ખબરમાં ચીતરવામાં આવેલી લાલપીળા વસ્ત્રોમાં સજ્જ દેખાતી સુંદરી હળુથ સુખભર્યું સ્મિત વેરી રહી હતી.

વૃદ્ધ માશા થોડી વાર ત્યાં ને ત્યાં જ રોતી બેસી રહી, પછી ઊભી થઈ ને જવા લાગી એકાએક એણે મને પૂછ્યું, "ઈગ્નાતિચ, તમને યાદ આવે છે? માત્રિયોના પાસે એક ભૂખરા રંગની શાલ હતી. મરતી વખતે એ શાલ એ મારી તાન્યાને આપી જવા ઈચ્છતી હતી, ખબર છે ને?"

આછા પ્રકાશમાં તે મારી સામે આભારભરી નજરે તાકી રહી... અલબત્ત, એ વાત હું નહોતો ભૂલ્યો.

ના, મને બરાબર યાદ હતું જ, "હા, એ એવું જરૂર કહેતી હતી."

"તો પછી સાંભળો, અત્યારે જ એ મને લઈ જવા દઈ શકો તો સારું. સવારે તો એનાં સગાંસંબંધીઓથી ઘર ઉભરાઈ જશે ને પછી એ શાલ મને કદીય નહી મળે" અને વળી પાછી એ મારી સામે આશાભરી, પૃચ્છાભરી મીટ માંડી રહી પચાસ પચાસ વર્ષથી એ માત્રિયોનાની સખી હતી અને ગામમાં માત્રિયોના પ્રત્યે સાચો પ્રેમ સેવનાર પણ એ એકલી જ હતી.

એની વાત પણ અલબત સાચી જ હતી.

"જરૂર...જરૂર, લઈ જાઓ."

એણે પેટી ઉઘાડી, શાલ બહાર કાઢી અને ડગલા નીચે સંતાડીને ચાલી ગઈ.

ઉંદરો બેકાબુ બન્યા હતા. તેઓ દીવાલ ઉપર ચઢઊતર કરતા દોડયા જ કરતા હતા. દીવાલ ઉપર ચોંટાડેલાં લીલાં પૂંઠાં એમની પીઠ સાથે ઘસાતાં, ઊંચાંનીચાં થતાં સ્પષ્ટ જોઈ શકાતાં હતાં.

× × ×

રાતના ત્રણ વાગી ગયા હતા. સવારે તો મારે શાળાએ જવાનું હતું બારણાં બંધ કરીને સૂઈ જવા સિવાય બીજું કાંઈ કરવા જેવું રહ્યું નહોતું

બારણાં બંધ કરી દેવાના! હારતો હવે માત્રિયોના આવવાની નહોતી.

બત્તી ચાલુ રાખીને જ હું પથારીમાં પડ્યો. દોડાદોડ કરતા ઉંદરો ચૂ ચૂ કર્યા જ કરતા હતા, જાણે કે વિલાપ કરી રહ્યા હતા. મારું મગજ ચકડોળે ચઢ્યું હતુ, છૂટાં વિચારો ભટકયા જ કરતા હતા એક અસ્વસ્થ લાગણી મારા મનમાંથી કેમે કરી નીકળતી નહોતી: માત્રિયોનાનો અદૃશ્ય ઓછાયો ધરતી વિદાય લઈને જઈ રહ્યો હતો.

અને એકાએક મારી કલ્પનામાં વળી બીજું દૃશ્ય ઊઠી આવ્યું: યુવાન અને કાળા વાળવાળો ફાદેઈ દરવાજા પાસે અંધારામાં કુહાડો

ઉમામીને ઊભો ઊભો બોલતો હતો, "જો એ મારો સગો ભાઈ ન હોત તો મેં તમને બંનેને ઝાટકી નાખ્યાં હોત"

આ ધમકી ખૂણામાં મૂકી રાખવામાં આવેલી પ્રાચીન તલવારની જેમ ચાલીસ ચાલીસ વર્ષ ઘરમાં ભરાઈ રહી ને છેવટે ધાર્યો ઘા કરીને જ ગઈ

× × ×

સવારે અજવાળું થતાં ગામની સ્ત્રીઓ ક્રોસિંગ ઉપર ગઈ અને માત્રિયોનાના દેહના રહ્યાસહ્યા અવશેષોને એક હાથગાડીમાં નાખી, ઉપર એક ગંદો કોથળો ઓઢાડી, ગામમાં લઈ આવ્યાં એના દેહને નવડાવવા માટે તેમણે કોથળો ખસેડી લીધો આખું શરીર ફૂચો થઈ ગયું હતું પગ બિલકુલ નહોતો, ડાબો હાથ પણ નહોતો, ફક્ત અર્ધો દેહ અને જમણો હાથ જેવોતેવો દેખાતો હતો એક સ્ત્રી બોલી, "ઈશ્વરે એનો જમણો હાથ જ બચાવી લીધો છે સ્વર્ગમાં એ પ્રાર્થના કરી શકશે ."

પછી રબરના છોડવાઓના આખાય જથ્થાને ઘરની બહાર ખસેડી દેવામાં આવ્યા આ છોડવાઓ માત્રિયોનાને અત્યંત વહાલા હતા એક વાર ધુમાડા જેવું લાગતાં રાતમાં એ જાગી ઊઠી હતી ત્યારે આગથી ઘરને બચાવવા દોડવાને બદલે, એ આ છોડવાઓ ગૂંગળાઈ ન જાય માટે એમને ખસેડવા લાગી ગઈ હતી સ્ત્રીઓએ ફરસ વાળીને સાફ કરી માત્રિયોનાના ઝાંખા અરીસાને એ લોકોએ એક મોટા જૂના હાથરૂમાલ-ના ટુવાલ વડે ઢાંકી દીધો પેલાં રંગબેરંગી પોસ્ટર તેમણે ઉતારી લીધાં, મારું ટેબલ એક બાજુ ખસેડી નાખ્યું મૂર્તિઓ નીચે, ટિપાઈઓ ઉપર તેમણે એક ખરબચડો, સાદીસીધી શબપેટી ગોઠવી

એ શબપેટીમાં માત્રિયોના સૂતી હતી એના રોળાયલા, નિર્જીવ દેહને સ્વચ્છ ચાદર વડે ઢાંકી દેવામાં આવ્યો હતો એનું માથું એક ધોળા રૂમાલ વડે બાંધી દેવામાં આવ્યું હતું એના ચહેરા ઉપર કશી જ ઈજા થઈ નહોતી એ શાન્ત હતો, મૃત નહિ, જીવંત લાગતો હતો.

આગજનો છેલ્લી સલામ માટે આવી પહોંચ્યા સ્ત્રીઓ મૃતદેહના

દર્શનાર્થે પોતાનાં નાનાં નાનાં બાળકોને પણ લઈ આવી એમાંથી જો કોઈ રડી પડતી તો બધી જ સ્ત્રીઓ – જેઓ કેવળ સામાન્ય કુતૂહલની મારી આવેલી તેઓ પણ – જાણે સર પુગવતી હોય તેમ બારણા કે દીવાલને અઢેલીને ઊભી ઊભી અચૂક રડવા લાગી જતી. માણસો ટોપીઓ ઉતારીને સ્થિર, શાંત ઊભા હતા.

માત્રિયોનાના કુટુંબની સ્ત્રીઓ એ રડવા કૂટવાનો વિધિ કરવાનો હતો. મેં જોયુ કે સદીઓથી ચાલતો આવતો આ રડવાનો વિધિ ઠંડા કલેજે, ગણતરી પૂર્વક, પતાવવામાં આવતો હતો. વધુ દૂરની સગી એવી સ્ત્રીઓ શબપેટી પાસે જઈને થોડી વાર ઊભી રહેતી અને એના ઉપર ઝૂકી ધીમા અવાજે રુદન કરતી. જેઓ પોતાને મરનારની વધુ નજીકની સગી હોવાનુ માનતી તેઓ છેક બારણામાંથી જ રડવાનું શરૂ કરી દેતી અને શબપેટી પાસે જઈને મરનારના ચહેરા ઉપર ઝૂકી જોર જોરથી રડવા લાગતી. દરેક સ્ત્રી પોતપોતાનો મરસિયો પણ બનાવી લેતી, જેમાં તે પોતાના વિચારો ને લાગણી વ્યક્ત કરતી

મને સમજાયું કે મરનાર માટેનો વિલાપ માત્ર વિલાપ જ નહોતો, એમાં એક પ્રકારનું રાજકારણ હતું. માત્રિયોનાની ત્રણે બહેનો ધસી આવી; એમણે આખા ઘરમાં ફરી વળી ઘરનો કબજો લઈ લીધો, બકરી ને અંગેઠી સંભાળી લીધી, પેટીને તાળુ મારી દીધું, કોટના અસ્તરમાં સીવેલા, માત્રિયોનાએ પોતાની ઉત્તરક્રિયા માટે રાખી મૂકેલા બસો રૂબલ કાઢી લીધા, અને આવતા જતા દરેકના કાનમાં ઢોલ વગાડી વગાડીને તેઓ જાહેર કરતી રહી કે ખરી નજીકની સગી તો તેઓ જ કહેવાય. તેઓએ શબપેટી પાસે જઈને આ પ્રમાણે રુદન કર્યું: " ઓ નાન્ની, નાન્ની! ઓ નાન–નાન! આ દુનિયામાં તું એકલી જ અમારી હતી. તું સુખ શાંતિમાં જીવી શકી હોત, જીવતી જ હતી. અમે હમેશાં તારા પ્રત્યે પ્રેમમાયા રાખતાં હતાં અને રહેવાનાં હતાં તારો ઉપલો ઓરડો જ તારે માટે મોતરૂપ નીવડયો. એ અપશુકનિયાળ ઓરડાએ જ તારું

મોત આણ્યું! અરેરે, શા માટે તેં એ તોડવા દીધો? શા માટે અમારી વાત ધ્યાનમાં લીધી નહીં?"

આ પ્રમાણે માત્રિયોનાની બહેનોની રોકકળ માત્રિયોનાના પતિના કુટુંબ સામે તહોમતનામા બરાબર હતી: એ લોકોએ એની પાસે ઉપલો ઓરડો તોડાવવો નહોતો જોઈતો. (એ સિવાય એમાં એક ગર્ભિત સૂચન પણ હતું: તમે ઉપરનો ઓરડો પડાવી ગયા, ભલે! પરંતુ અમે તમને આખા ઘરનો કબજો તો નહીં જ લેવા દઈએ!)

માત્રિયોનાના પતિનાં કુટુંબીજનો, એની નણંદો, યેફિમ અને ફાદેઈની બહેનો તથા અનેક ભત્રીજીઓ આ પ્રમાણે બોલતી રડતી હતી: "ઓ દુખિયારી કાકી, દુખિયારી કાકી! તમે તમારી જાનની બરાબર સંભાળ કેમ ન રાખી? હવે લોકો અમારો વાંક કાઢશે — ચોક્કસ. તમે તો અમારાં વહાલાં માત્રિયોના હતાં, પણ વાંક તો તમારો જ ગણાયને! એમાં બાપડો ઉપલો ઓરડો શું કરે? અરે રામ, જ્યાં મોત તમારી રાહ જોઈને બેઠું હતું ત્યાં તમે ગયાં જ શું કામ? ત્યાં જવાનું તમને કોઈએ કહ્યું નહોતું. અરે ભગવાન, આ તે કેવું મોત! અરેરે, તમે અમારું કેમ સાંભળ્યું નહીં?" (આ પ્રમાણે વિલાપ દ્વારા તેમણે બીજાને એવો જવાબ સંભળાવ્યો કે એના મૃત્યુ માટે અમે દોષિત નથી. અને ઘર વિષે અમે પાછળથી જોઈ લઈશું)

પરંતુ "બીજી" માત્રિયોના, જેને ફાદેઈ વર્ષો પહેલાં કેવળ નામ ખાતર પરણી લાવ્યો હતો એ, બરછી જેવા પહોળા ચહેરાવાળી માત્રિયોના, શબપેટી પાસે જઈ, કુટુંબના રાજકારણી માર્ગેથી ફંટાઈને, એના સદા સીધા સ્વભાવ મુજબ જુદી જ રીતે વિલાપ કરતી, ડૂસકાં ભરવા લાગી: "ઓ, મારી વહાલી બહેન, હવે તું મારી સાથે ગુસ્સે નહિ થાય, એમ તે થશે? અરેરેરે, આપણે કેવાં વાતો કરતાં, કર્યાં જ કરતાં, હું અને તું! હું ગરીબ, દુખિયારી સ્ત્રી છું. મને માફ કર! તું તારી વહાલી મા પાસે પહોંચી ગઈ! કયારેક મારે ખાતર જરૂર આવજે! ઓહો...હો... હો..."

ઓહો...હો ..હો . ની દરેક પોમ્, એના પ્રાણ જાણે નીકળી જતા હોય એટલી, વેદનાભરી લાગતી એનું શરીર વળ ખાઈ રહ્યુ હતુ. ને શબપેટીને અડીને ઊભેલી એ ભયકર રીતે હીબકાં ભરી રહી હતી જ્યારે એનું રુદન ઔપચારિક માત્રા વટાવી જવુ લાગ્યુ ત્યારે, એનો વિજય સ્વીકારતી હોય તેમ, બીજી સ્ત્રીઓ એને સમજાવવા લાગી, "હવે બસ કરો, બહુ થયુ! ચાલો, ઘેર ચાલો!"

માત્રિયોના થોડી પાછી હઠી, પરતુ તરત પાછી શબ પાસે દોડી જઈને વધુ જોરથી હીબકાં ભરતી રડી પડી એટલે પછી એક ખૂણામાંથી એક અતિ વૃદ્ધ બાઈ આગળ આવી એણે માત્રિયોનાના ખભા ઉપર હાથ મૂકીને કહ્યુ "આ દુનિયામાં બે વાત વણઉકલી જ રહે છે આપણે કેવી રીતે જનમ્યાં ને કેવી રીતે મરવાનાં એ કોઈ કદીય જાણી શકતુ નથી"

એ સાંભળીને માત્રિયોના તરત ચૂપ રહી ગઈ એકદમ સપૂર્ણ શાંતિ પ્રવર્તી રહી

પરતુ થોડી વાર પછી, બધીય બાઈઓમાં સૌથી વૃદ્ધ, અને માત્રિયોનાની કોઈ પણ રીતે સગી થતી હોય એવી નહિ લાગતી પેલી વૃદ્ધ સ્ત્રી, અંતે જ રડવા લાગી, 'ઓ મારી દુખિયારી, માંદી માત્રિયોના! ઓ દુખિયારી વાસિલયેવ્ના! તને કબરમા પોઢતી જોવી એ કેટલી દુખની વાત છે!"

ઔપચારિક રુદન નહિ કરનારી એક વ્યક્તિ પણ ત્યાં હતી અને એ હતી માત્રિયોનાની દત્તક પુત્રી કીરા, જે ચેરુસ્તીથી આવી હતી. અને જેને માટે જ ઉપરનો ઓરડો તોડી પાડવામાં આવ્યો હતો અને ટાટમાળ લઈ જવામાં આવતો હતો એ સીધી રીતે અમારા જમાનાની ઢબે રડતી હતી—અમારા જમાનાનાં માણસોને પણ રડવાના પ્રસંગો પૂરતા પ્રમાણમાં મળી રહે છે એના વાળ દયાજનક રીતે અસ્તવ્યસ્ત થઈ ગયા હતા એની આંખો લાલ અને સૂજેલી હતી કડકડતી ઠડીમાં પણ, એના માથાનો રકાફ઼ સરી પડ્યો હતો અને

એનો હાથ એની કોટની બાંયમાં નંખાયો જ નહોતો એનું એને જરા પણ ભાન નહોતું. એ બેહોશ જેવી એક ઘરમાં પડેલા માના શબ પાસે આવજા કર્યા કરતી હતી. બધાંના મનમાં બીક પેસી ગઈ કે એ કદાચ ગાંડી થઈ જશે, કારણ કે એના પતિ ઉપર કેસ પણ થવાનો હતો.

એમ લાગતું હતું કે એનો પતિ બેવડા ગુનામાં સંડોવાઈ ગયો હતો. એક તો, એ જ આ ઓરડા તોડાવીને લઈ જતો હતો ને બીજું, એક એંજીન-ડ્રાઈવર તરીકે એણે ખુલ્લા ક્રોસિંગ ઓળંગવાના નિયમો પાળવા જોઈતા હતા. એણે સ્ટેશન જઈને સ્ટેશનના સત્તાવાળાઓને ટ્રેક્ટર બાબતમાં જાણ કરવી જોઈતી હતી. ઉરાલ્સ એક્સપ્રેસમાં એ રાત્રે હજારેક મુસાફરો હતા. આછા પ્રકાશવાળા ડબ્બાઓમાં ઉપલી-નીચલી પાટલીઓ ઉપર તેઓ બધા આરામથી સૂતા હતા. એ બધાની જિંદગી જોખમમાં મુકાઈ ગઈ હતી. અને એ બધું જમીનનો એક ટુકડો હાથ કરવા માગતા અથવા તો ટ્રેક્ટરનો બીજો આંટો બચાવી લેવા માગતા થોડા લોભિયા માણસોને પાપે!

આ બધાનું કારણ પેલો ઉપરનો ઓરડો, જેને તોડી પાડવા કોઈના હાથ સળવળવા લાગ્યા, ત્યારથી જ એ શાપિત બની ચૂક્યો હતો.

ટ્રેક્ટર-ડ્રાઈવર તો ક્યારનોય માનવ ન્યાયતંત્રના અધિકાર ક્ષેત્રને ઉલ્લંઘી ગયો હતો. રેલ્વે સત્તાવાળાઓ પણ બેવડા ગુનેગાર હતા. એક આટલા પ્રમાદિયા રસ્તાનું ક્રોસિંગ દરવાજા વગરનું રાખવામાં આવ્યું હતું અને પેલાં એંજીનોને લાઈટ વગર હાંકવામાં આવ્યાં હતાં આથી જ પહેલાં એ લોકોએ બધો દોષ પીધેલપણા ઉપર ઢોળવાનો પ્રયાસ કર્યો ને પછી કેસને અદાલતની બહાર જ પતાવી દેવનો પ્રયાસ કરવા લાગ્યા.

પાટા વાંકા વળી ગયા હતા અને લાઈનમાં એવું તો ભંગાણ પડ્યું હતું કે ત્રણ દિવસ સુધી રેલવે વ્યવહાર બંધ રહ્યો, ગાડીઓ

બીજી લાઈન ઉપર થઈ ને જતી હતી. એ ત્રણે દિવસ શબપેટીઓ ઘરમાં જ રાખવામાં આવી હતી. તપાસ પૂરી થઈ ત્યાંથી તે દફન વિધિ સુધીના ત્રણ દિવસ શુક્ર-શનિ ને રવિ ચોવીસે કલાક લાઈનનું સમારકામ ચાલતું જ રહ્યું. સમારકામ કરતા મજૂરો કડકની ઠંડીમાં કામ કરી રહ્યા હતા એટલે ગરમી તથા પ્રકાશ માટે તેઓ રાત્રે તાપણાં સળગાવતા એ માટે તેઓ પાછળની સ્લેજ ગાડીમાંથી ક્રોસિંગ ઉપર વેરાઈ પડેલાં ને પછી ત્યાં જ પડી રહેલાં લાકડાં ને પાટિયાંનો ઉપયોગ કરતા હતા.

પહેલી સ્લેજ ગાડી હજી ત્યાં જ, ક્રોસિંગથી થોડે દૂર એવી જ અકબંધ ઊભી હતી. આ તૈયાર સ્લેજને ફક્ત એક જ થી જવાની જ બાકી હતી અને બીજીને તો કદાચ તાપણાંમાંથી સળગી જતી બચવાની હતી – આ અકળામણ કાળી દાઢીવાળા ફાદેર્ઇના હૃદયને આખોય શુક્રવાર ને આખોય શનિવાર પીડતી રહી. એની દીકરી ગાંડી થઈ જવાની તૈયારીમાં હતી, એના જમાઈને માથે ફોજદારી ગુનો તોળાઈ રહ્યો હતો, એના પોતાના ઘરમાં પુત્ર મરેલો પડ્યો હતો અને થોડે દૂર બીજા ઘરમાં, એક વાર જેને એ ચાહતો હતો એ સ્ત્રીનું મુડદું પડ્યું હતું. એ શબ પાસે ઘડીભર જ દાઢી પકડીને ઊભો રહ્યો અને પછી ચાલ્યો ગયો. એનું વિશાળ કપાળ ચિંતાથી ઘેરાયલું જણાતું હતું. અનંતપણે એ પેલાં ઈમારતી લાકડાં સળગાવી દેવાતાં કેવી રીતે બચાવવાં અને માત્રિયોનાની બહેનોના રાજકારણને કેવી રીતે પરાસ્ત કરવું એની જ ચિંતા કરતો હતો.

તાલ્નોવોનાં માણસો વિષે વિચાર કરતાં મને લાગ્યું કે એકનો ફાદેર્ઇ જ એવો નહોતો. મિલકત, પ્રજાની મિલકત, અથવા તો મારી મિલકતને આપણાં "દિનો" ગણાવવામાં આવે છે। જો તમે તમારું "દિન" જતું કરો તો લોકો માનશે કે તમારી જાતને હલકી પાડી છે, તમે મૂરખ બન્યા છો.

એક ઘડીય થોભ્યા વગર કે આરામ લીધા વગર, ફાદેર્ઇ ગામથી સ્ટેશનના ને સ્ટેશનથી ગામના કે એક અમલદાર પાસેથી બીજા અમ-

લદાર પાસે આંટા ખાધા કરતો હતો. એ લોકોની સમક્ષ, પોતાની લાકડીને ટેકે વધુ પડતો નીચો વળતો ઝૂકતો અને એ એમને આજીજી કરતો : 'આ ધરડા માણસ ઉપર દયા કરો ને ઓરડાનાં લાકડાં લઈ જવાની રજા આપો, સાહેબ!'

અને એને મંજુરી મળી ફાદેઈએ એના બાકીના છોકરાઓ, જમાઈઓ અને ભત્રીજાઓને ભેગા કર્યા, સમૂદ્રખેતરમાંથી ઘોડાઓ મેળવ્યા અને ભગાણવાળા ક્રોસિંગની સામે પારથી ત્રણ ગામડાં ઓળંગીને આવતા બીજા લાંબા ચક્કરવાળા રસ્તે થઈને માત્રિયોનાના ઓરડાના અવશેષો એણે પોતાના વાડામાં લાવીને ઠાલવ્યા રવિવારે વહેલી સવારે તે આ કામ પતાવી શક્યો

× × ×

રવિવારે નમતે પહોરે શબોને દફનાવવામાં આવ્યાં. બે મુડદાં ગામની વચ્ચે ભેગાં થઈ ગયાં ને પહેલું કયું લઈ જવું એ બાબતમાં સગાંવહાલાં વચ્ચે બોલાબોલી થઈ. પછી એક ખુલ્લી સ્લેજ ઉપર બંને શબપેટીઓને—કાકી ને ભત્રીજાને સાથે સાથે સુવાડાવામાં આવ્યાં અને વચમાં બે ગામડાં ઓળંગ્યા પછી આવતા કબ્રસ્તાનમાં લઈ જવામાં આવ્યાં. રસ્તો બરફ કીચડવાળો થઈ ગયો હતો અને ઉપર ફેબ્રુઆરીનું ગમગીન આકાશ વિસ્તરેલું હતું; ઠંડો હિમ પવન ફૂંકાતો હતો, એથી પાદરીઓ દેવળમાં જ રાહ જોતા બેઠા હતા, તાલનોવો સુધી આવી શક્યા નહોતા.

મુડદાં પાછળ ભજનો ગાતું લોકોનું ટોળું ચાલતું હતું. ગામની પાદરેથી એમાંના મોટા ભાગના પાછા વળી ગયા.

રવિવાર સુધી માત્રિયોનાના ઘરમાં સ્ત્રીઓની આવજા ચાલુ જ રહી. એક વૃદ્ધા શબ પાસે ભજનો ગાયા કરતી હતી. માત્રિયોનાની બહેનો આંટાફેરા કરતી ભઠ્ઠીમાં બળતણ નાખ્યા કરતી હતી એક વાર માત્રિયોના દૂરની કોઈ ખાણમાં કોથળા ભરીને જે કોલસો ઉઠાવી લાવી હતી એ કોલસો અત્યારે ભઠ્ઠીમાં સળગી રહ્યો હતો. અને ઝીની

લાલ જ્યોતમાં ભઠ્ઠીના મોં આસપાસની હવા થરથરી રહી હતી. ઘરમાં પડેલા ગમે તેવા લોટમાંથી એ લોકો બેસ્વાદ રોટલા પકાવી રહ્યા હતા

દફનવિધિ પૂરો થયો ને સાંજ પડવા આવી એટલે અમે બધાં જમણ માટે ભેગાં થયાં સવારે જ્યાં શબ પડ્યું હતું એ જગ્યા ઉપર ટેબલોની હાર ગોઠવવામાં આવી આરંભમાં અમે ટેબલો ફરતે ઊભા રહ્યાં ને માત્રિયોનાના એક વૃદ્ધ નણંદોઈએ પ્રાર્થના ઉચ્ચારી પછી અમારા દરેકના પ્યાલામાં ટીપું ટીપું મધ ને થોડું ગરમ પાણી રેડવામાં આવ્યું, જે અમે મૃતાત્માઓની યાદમાં રોટી કે બીજું કશુંય સાથે લીધા વગર ચમચાથી ચાટી ગયાં પછી અમે થોડું ખાધું ને સાથે વોદકા ( દારૂ ) પીધો; જેથી વાતચીતોમાં થોડી ગરમી આવી પછી જેવી લેતાં પડેલા અમે ઊભાં થયાં અને "અનંત યાદ"નું ગીત ગાવા લાગ્યાં. (એ લોકોએ મને સમજાવ્યું કે આ ગીત જેતો પીરસતાં પહેલાં ગાવાનું હોય છે ) પછી તો પીવાનું વધુ ચાલ્યું હવે એ લોકો વધુ મોટમોટેથી વાતો કરતાં હતાં અને એ માત્રિયોના વિષેની નહોતી જ નણંદોઈએ ભાષણ હાંકવાની શરૂઆત કરી "ખ્રિસ્તી બંધુઓ, તમે જોયું ? આજે એ લોકોએ ઉત્તરક્રિયા વ્યવસ્થિત રીતે અને શાંતિથી કરી, એનું કારણ એ છે કે પાદરી મિખાઈલ મને ઓળખે છે. એ જાણે છે કે મને આ વિધિની બરાબર ખબર છે બાકી તો, પાદરીઓ વાંધા કાઢે ને વહેલા વહેલા આપણને ઘેર પાછા વળાવી દે બસ, એટલામાં બધું આવી જાય"

જમણ છેવટે પૂરું થયું પાછા બધા ઊભા થયા તેઓએ "એ પુણ્યશાળી હતી ." નું ગીત ગાયું ફરી ત્રણ વાર "અનંત યાદ"-નું ગાન કરી ગયાં પરંતુ આ વખતે અવાજ પોલરા, બસૂરા બની ગયા હતા, ચહેરા પીધેલ જણાતા હતા અને આ "અનંત યાદ" માતાં કોઈનામાંય લાગણીનો અંશ માત્ર જણાતો નહોતો.

પછી મુખ્ય મુખ્ય મહેમાનો ચાલ્યા ગયા અને ફક્ત નજીકનાં સગાં જ રહ્યાં. તેમણે સીગરેટો કાઢીને સળગાવી ટોળટપ્પાં ને ઠઠ્ઠામશ્કરી-

ઓ ચાલવા લાગી. માત્રિયોનાના પતિ અને એના લાપત્તા પણા વિષે અછતા ઉલ્લેખ થયો. માત્રિયોનાનો નણદોઇ મને અને માત્રિયોનાનો એક બનેવી જે મોચીનો ધંધો કરતો હતો તેને— છાતી ઠોકીને ખાતરી આપી રહ્યો હતો, "એ માર્યો જ ગયો છે, ચોક્કિસ ચોક્કસ માર્યો ગયો છે! જો એ જીવતો હોય તો એને પાછો ફરતો કોણ રોકતું હતું ? મને તો ખાતરી હોય કે વતનમાં પાછા ફરતાં જ મને ફાંસીએ ચઢાવવાનો છે, તો પણ હું તો ચોક્કસ પાછો આવું!"

મોચીએ માથું ધુણાવી સમતિ આપી એ લશ્કરમાંથી છટકી ગયો હતો અને કદીય પોતાના દેશની બહાર ગયો નહોતો આખાય યુદ્ધ દરમ્યાન એ એની મા પાસે ભાડકિયામાં સતાઈ રહ્યો હતો

બધામાં સૌથી ઘરડી એવી પેલી કડક અને ઓછાબોલી વૃદ્ધા રાત ત્યાં જ રોકાઇ પડી અને અંગેઠી આગળ બેસી રહી. પચાસ પચાસ, સાઠસાઠ વરસના આ 'જુવાનો'ના આવા અણછાજતા ઉશ્કેરાટને એ બાઇ શાંત નફરતથી નિહાળી રહી હતી

અને આ ઘરની દીવાલો વચ્ચે ભીજરેલી દુખિયારી દત્તક પુત્રી રસોડામાં ભરાઇને રડી રહી હતી

× × ×

ફરીથી માત્રિયોનાના મૃત્યુ નિમિત્તેના જમણમાં આવ્યો નહોતો, કદાચ એને ઘેર એના છોકરાનું જમણ રાખ્યું હશે એટલે, પરંતુ એ પછીના થોડા દિવસમાં બે વાર એ આ ઘરમાં ગુસ્સાભર્યો આવી ગયો ને માત્રિયોનાની બહેનો અને પેલા એના બનેવી સાથે — પેલા ભાગેડુ મોચી સાથે — ગરમાગરમ ચર્ચા કરી ગયો

આ ચર્ચા મકાનના કબજા અંગેની હતી એ મકાન માત્રિયોનાની બહેનોમાંથી કોઇને કે પછી દત્તક પુત્રીને મળવું જોઇએ એ બાબત ઝઘડો પડયો હતો તેઓ એ ઝગડો અદાલતમાં લઈ જવા સુધી પહોંચી ગયા હતા, પરંતુ પાછળથી સમાધાન ઉપર આવ્યા, કારણકે તેઓ બરાબર જાણતા હતા કે અદાલત એમાંથી એકે પક્ષને ઘર સોંપશે નહીં અને

અને આમ છેલ્લા સમિતિને જ સોંપી દેશે. તેઓએ આ પ્રમાણે સમાધાન કર્યું. એક બહેનને બકરી આપવામાં આવી, બે ચીને પરણેલી બીજી બહેનને ઘર આપવામાં આવ્યુ અને ફાદેઈએ તો "આ ઘરનું એકેએક લાકડું પોતાને હાથે ગોઠવ્યુ" એટલા ખાતર એને, ઉપલા ઓરડાનો કાટમાળ તો એણે ક્યારનેય પોતાના વાડામાં ઠાલવી દીધો હતો, એ ઉપરાંત, બકરી રાખવાની ગમાણનો ભાગ અને વાડા અને બાગ વચ્ચેની આખીય વાડ પણ આપી દેવામાં આવી

વળી પાછો આ સદાનો અસતુષ્ટ બુઢ્ઢો માંગી અને દર્દથી મુક્ત થઇ ગયો અને ચપળ બની ગયો વળી પાછા એણે પોતાના બાકીના પુત્રો અને જમાઈઓને ભેગા કર્યા ને ગમાણુ તથા વાડ તોડાવી નાખી એ બધાં લાકડાં જાતે જ ગાડામાં ભરીને તે પોતાને ત્યાં લઈ ગયો ફક્ત છેલ્લા ફેરા વખતે જ એ પોતાની સાથે—એ વખતે નહિ છટકી શકેલા એવા—૮–ડીમાં ભણુના આન્તોશકાને મન્દમાં તેડી લાવ્યો હતો

× × ×

વસત મેસનાં સુધી એ લોકો માત્રિયોનાના ઘરમાં રહ્યાં એ પછી હું પણ નજીકમાં રહેતી માત્રિયોનાની નણુદ સાથે રહેવા ચ હો ગયો આ નણુદ ઘણી વાર માત્રિયોનાની વાત કાઢતી એણે મને માત્રિયોનાના જીવનનું એક અજાણુ પાસુ દેખાડયું એ કહેતી યેફિમ માત્રિયોનાને ચાહતો જ નહોતો તે કહેતો, મને અર્વાચીન ઢબનાં ભણેલા માણસો જેવાં કપડાં પહેરવાં ગમે છે, જ્યારે એ જુની ગામડિયા ઢબે પહેરે છે એને જ્યારે લાગતું કે માત્રિયોનાની કશી માગણી નથી, ત્યારે એ બચેલા બધા પૈસા પીવામાં વેડફી નાખતો એક વાર એની સાથે હુ શહેરમાં કામે ગઈ હતી ત્યાં એણે એક રખાત રાખેલી અને એ ત્યાં જ પડી રહેવા માગતો હતો '

એ બધુ માત્રિયોનાની વિરુદ્ધ જ બોલતી 'એ ફૂવડ હતી એને કોઇ ચીજવસ્તુ વસાવવાનું ભાન નહોતુ એ પૈસા પણ બચાવી

શકતી નહીં એ કુકર પણ રાખતી નહીં; કારણ કે એક યા બીજા કારણસર કુકરો પાળવાં એને ગમતાં નહીં. અને એ મૂરખી વગર પૈસે બીજાનાં કામ પણ કરી આપતી.' (એ વખતે માત્રિયોના એમ કહેતી કે એની વાડી ખેડવાની જરૂર છે અને હળ ખેંચવામાં મદદ કરવા પૂરતાં માણસો મળી શકવાનાં નથી.)

માત્રિયોનાની નણંદ એ વાત પણ કબૂલ કરતી કે 'એ પ્રેમાળ હૃદયની અને સરળ હતી,' પણ એથી એ એની દયા ખાતી અને એને વખોડતી.

એની નણંદની આ વિરોધી ટીકાઓ સાંભળ્યા પછી જ મારી નજર સમક્ષ માત્રિયોનાનું સાચું સ્વરૂપ સ્પષ્ટ થયું. હું એની સાથે રહ્યા છતાં જે કદીય નહોતો સમજી શક્યો તે હવે સમજ્યો.

હા, ગામમાં દરેક ઘેર કુકકર હતુ, પણ માત્રિયોના એ પાળતી નહીં. કેવળ ખોરાક સિવાય એની કશી જ માંગ નથી હોતી એવું કુકકર પાળવું એથી સહેલું કામ આ દુનિયામાં બીજું કયું હોઈ શકે? દિવસમાં ત્રણ વાર તમે એની ભૂખ સંતોષો, એને જિવાડો ને પછી એનું ગળુ કાપી નાખો, અને તમને જોઈએ તેટલું માંસ મળી જાય!

પણ માત્રિયોના એ નહોતી કરતી....

ચીજવસ્તુ વસાવવાની પણ તે પરવા કરતી નહીં.... વસ્તુઓ ખરીદવાની ને પછી એની પ્રાણથીય વધુ જાળવણી કરવાની માથાકૂટમાં એ કદી પડતી નહીં.

સુંદર વસ્ત્રો પહેરવાનો શોખ એને લાગ્યો નહોતો—બદસૂરત અને અણગમતી વસ્તુઓને સુંદર બનાવનારાં વસ્ત્રો!

એનો પતિ પણ એને સાચી રીતે સમજ્યો નહોતો અને એ પણ એને છોડી ગયો. પોતાનાં છ બાળકો એણે ગુમાવ્યાં હતાં, પણ માયાળુ સ્વભાવ છોડ્યો નહોતો. એની બહેનો અને નણંદો માટે પણ એ અજાણી હતી, વગર પૈસે બીજાનું કામ કરવું હાસ્યાસ્પદ ગણી હતી. એણે

મરતાં સુધી કોઈ મિલકત જમા કરી નહોતી એની પાસે હતાં: ફક્ત એક ગદ્દુ-સફેદ નકરુ, એક લગડી બિનાડી ને થોડા રબરના છોડવા ..

અમે બધાં જ એના ગાઢ પરિચયમાં રહ્યાં હતાં અને છતાં એ વાત કદીય સમજી શક્યાં નહોતાં કે માત્રિપોના એક એવી પૂણ્યશાળી સ્ત્રી હતી, જેના વગર, પેલી કહેવત મુજબ, કોઇ ગામડું ધરતી ઉપર ટકી શકે નહી.

—કોઇ શહેર પણ નહી.

—અને આપણો આખો દેશેય નહી



# જન્મદિને.....* | રિબોર ડરા

અનુ. : સરલા જગમોહન

એ વૃદ્ધ પતિ–પત્ની બગીચાના સાંકડા બાંકડા પર બેઠાં હતાં. પાનખરનો સૂર્ય તેના પર અખરોટના વૃક્ષની થોડીક ડાળખીઓની અને તેમાંથી ખરતાં પાંદડાંની છાયા પાડી રહ્યો હતો. પરાના એ બગીચામાં બિલકુલ શાન્તિ હતી. એક પીળું પાંદડું ખર્યું. વૃદ્ધા રાખોડી રંગનાં મોજાંની જોડ ગૂંથી રહી હતી; અને બાજુમાં બેઠેલો એનો પતિ, સોપાના ચકચકાટે જો એને જાગતો ન રાખ્યો હોત તો, કદાચ ઊંઘી જ ગયો હોત.

"ટિલાર ડોસો મરણ પામ્યો છે," વૃધ્ધે નિદ્રાઘેરા સ્વરે કહ્યું. સવારમાં સમાચાર આપવાનો એનો ઈરાદો તો હતો; પણ દિવસ દરમ્યાન એ વાત એના મનમાંથી નીકળી ગઈ હતી.

"શું કહ્યું ?" વૃદ્ધાએ પૂછ્યું. એ બરાબર સાંભળી શકતી નહોતી.

"ટિલાર ડોસો મરી ગયો." વૃદ્ધે ફરી વાર વધારે જોરથી કહ્યું.

"શું થયું હતું એને ?" સ્ત્રીએ પૂછ્યું

"આપઘાત કર્યો," વૃદ્ધે ઉત્તર આપ્યો.

વૃદ્ધાએ ગૂંથવાનું ચાલુ રાખ્યું

"આમ તો ઠીક હતો," એ બોલી.

"મારા કરતા એ બે વર્ષ જ મોટો હતો," વૃધ્ધે કહ્યું.

---

* ગ્રીક દંતકથાના બે વૃદ્ધ પાત્રો –ફિલેમન અને બોસિસને ઝિયસે પૂરમાંથી બચાવી લીધાં હતાં. એમની ઝૂંપડીને મંદિરમાં પલટી નાખી એમને ત્યાંના પુરોહિત તરીકે સ્થાપી એક વરદાન પણ આપ્યું હતું (જે ઘણાં વર્ષો પછી ફળ્યું) કે એક બીજાનું મૃત્યુ વેઠવું ન પડે તે રીતે બન્ને એક સાથે જ મરણ પામશે. એમના મૃત્યુ પછી ઝિયસે એમને ઓક વૃક્ષ અને લીંબુના વૃક્ષમાં પલટી નાખ્યાં હતાં અને એ બંને વૃક્ષોની ડાળી એકમેકમાં ગૂંથાઈ જતી હતી.

"તડકો તપી રહ્યો હતો," સ્ત્રી બોલી.

તડકો તપી રહ્યો હતો વૃદ્ધ વિચારમગ્ન બેઠો હતો થોડી વારે બોલ્યો "એને દારૂનું વ્યસન હતુ."

"શું ?" સ્ત્રીએ પૂછ્યુ : "સરખુ કેમ બોલતા નથી ?"

"હુ કહેતો હતો કે આખુ યે પેન્શન એણે નશો કરવામાં વાપરી નાખ્યુ" સ્ત્રીના કાન તરફ મોઢુ કરીને વૃધ્ધે ધીરે પાડી કહ્યુ : 'દારૂમાં આખુ યે પેન્શન એણે ખર્ચી નાખ્યુ" અખરોટના વૃક્ષ પરથી બીજુ એક કથ્થાઈ પાંદડુ ખરી પડયુ ધીરે ધીરે ચકરાતુ એ પાંદડુ નીચે આવ્યુ, તેને વૃધ્ધે થોડી વાર તો જોયા કર્યું "આજનો તડકો કેવો સરસ, હુફ આપે તેવો છે !"

હુ તો ફરવા જઉ છુ" વૃધ્ધે ઊભા થતાં કહ્યુ

"ધ્યાન રાખજે શરીદ ન લાગી જાય રૂમાલ લઈ આવુ ?"

"ના, નથી જાઈતો," વૃદ્ધાએ કહ્યુ

તડકો કેવોક લાગતો હતો તે જોવા વૃદ્ધે હાથ લબાવી પોંચાનો પાછલો ભાગ આગળથી ધરી જોયો "પણ તો યે હુ લઈ જ આવુ છુ ઓકટોબરમાં તડકાનો કઈ ભરોસો નહિ. શરદી લાગતાં વાર ન લાગે"

વૃદ્ધ લટાર મારીને ઘેર પાછો ફર્યો ત્યારે લગભગ સાંજ થવા આવી હતી વાદળાં ઘેરાઇ ગયા હતાં ઓવરકોટની અદર ગ્લેડમાસ ડેઝીનાં ફૂલના ગુચ્છાની વચ્ચે છુપાવીને પત્નીને માટે જન્મદિનની ભેટ તરીકે એ હિયરિંગ – એઇડ ( સાંભળવાનુ યત્ર ) લઇ આવ્યો હતો. એ ભેટ ખરીદી શકાય તે ખાતર એક આખુ વર્ષ એણે સિગરેટ જતી કરી હતી પરતુ હવે, પરસાળમાં દાખલ થતાં એના મનમાં શકા સળવળી આવી ભેટથી પોતે એને શરમાવી તો નહિ દે ? એ બરોબર સાંભળી શકતી નહોતી એ વાત તે પોતાના મનમાંય કબૂલ કરવાનો નહોતો. અને તો યે હજુ ગઇ કાલે જ સાવ જ નજીકમાં બદૂક ફૂટી ત્યારે કોઈ બારણું ઠોકતું હશે એમ ધારી, બારણા તરફ જોઈને એણે કહ્યુ હતુ. "આવો !"

વૃદ્ધે રસોડામાં જઈને કહ્યું: "હું આવી ગયો છું. ક્યારે જમીશું?"

"કેટલી બધી વાર લગાડી તમે!" વૃદ્ધાએ કહ્યું.

"ફરવાની બહુ મજા આવી," વૃદ્ધે કહ્યું.

"જમવામાં આજે તાજું માંસ છે."

વૃદ્ધે એક લબાકો બોલાવ્યો. "કેટલાય વખતથી તાજું માંસ ખાવા મળ્યું નથી."

"જન્મદિવસની ભેટ લાવીને મને ઉપાધી કરાવના નહિ. પાછા," વૃદ્ધા બોલી. "પૈસા હું બધા જ ખર્ચી બેઠી છું અને પેન્શન તો હજુ એક અઠવાડિયાં સુધી આવવાનું નથી."

"એ તો આપણે ગમે તેમ ગબડાવ્યે જઈશું," વૃદ્ધે કહ્યું

"આ માંસ હું રાંધી લઉં ત્યાં સુધી તમે જરા ટેબલ ગોઠવી લો;' સ્ત્રીએ સૂચના આપી.

બહાર વરસાદ પડતો હતો અને તેનાં ટીપાં બારીના કાચ પર જોરથી એકધારાં પડી રહ્યાં હતાં. વૃદ્ધે આજના વિશિષ્ટ પ્રસંગને યાદ કરી બહાર પરસાળમાં ટેબલ ગોઠવી નાખ્યું બારીઓના કાચ પર વરસાદ પટકાઈ રહ્યો હતો. પરંતુ વરસાદના એ ટપટપ ઉપરાંત કંઈક દૂરથી આવતો થોડી થોડી વારે બંધ થઈ પાછો શરૂ થતો એક બીજો ગડગડાટ પણ સંતાઈ રહ્યો હતો. બારીની નજીક જઈને વૃદ્ધે કાન માંડયા. પવન એટલો જોરથી ફૂંકાઈ રહ્યો હતો કે અખરોટના વૃક્ષની ડાળીઓ જોસભેર હાલી શકતી હતી તેનો અવાજ અંદર પણ સંભળાતો હતો. ત્યાં તો એકાએક સામેના ઘરોમાં પ્રકાશના ચોકઠાં દેખાતાં બંધ થઈ ગયાં વૃદ્ધે એકદમ પડદો નીચે ખેંચી લીધો. અને હોલમાં જઈને બારણે તાળું મારી દીધું. અત્યાર સુધી દુશ્મન આ ઘરા સુધી પહોંચ્યું નહોતું —તે હવે અહીં પણ આવી ગયું લાગતું હતું. હવે તો મશીનગનનો ધડધડાટ પણ સાંભળી શકાતો હતો. વૃદ્ધ રસોડામાં ગયો. ત્યાંથી લસણ સાથે રંધાઈ રહેલા માંસની, મોંમાં પાણી આવી જાય તેવી, ગંધ આવતી

હતી અને તેના ખદખદ અવાજમાં બહારનો અવાજ સંભળાતો નહોતો વૃદ્ધને થયું કે હજુ એણે એને ડિપરીગ-એઈડ નહોતું આપ્યું તે સારુ જ કર્યું હતુ

"શુ કરો છો?" સ્રીએ પૂછ્યુ "બારણુ કાં બધ કરો?"

'વરસાદ ઝપટાઈ રહ્યો છે"

"તો શુ થઈ ગયુ!" સ્રીએ પૂછ્યુ

"સુસવાટા કરતો પવન વાય છે," વૃધે ઉત્તર આપ્યો 'અંદર પાણીની વાછટ આવશે તો આપણે જ પાણુ લૂછવુ પડશે'

"અમથા ગભરાઓ છો" સ્રી બોલી 'મને તો કઈ પવન ફૂકાતો સભળાતો નથી' પાસેથી જ ગોળીઓ છૂટવાનો અવાજ આવ્યો થોડા રાઇફલના ધડાકા હતા, પણ મોટે ભાગે તો મશીન-ગનના એક પછી એક ઝપાટાબધ થતા ધડાકા જ વધારે સ્પષ્ટ સભળાતા હતા વૃદ્ધ વળી આગના બારણા પાસે ગયો પરસાળમાથી પસાર થતાં થતાં ખ્રિસ્મસ ડેઝીનાં ફૂલોનો ગુચ્છ અને ડિપરીગ-એઇડ એણે તકિયા નીચે સતાડી દીધા હુલ્લડ હવે ઘરની લગોલગ આવી ગયુ હતુ સદ્‌ભાગ્યે રસોડાનુ બારણુ ને બારી બગીચા પર પડતાં હતા વૃદ્ધ પરસાળમાં પાછો આવ્યો અને ટેબલ સાફ કરીને ટેબલક્લોથ, ચમચા કાંટા, પ્લેટ વગેરે ટ્રેમાં મુકી રસોડામાં લઈ ગયો

"શુ કરો છો આ?" સ્રીએ પૂછ્યું "અહી રસોડામાં શુ કામ?"

"મને એમ કે "

સ્રી વૃદ્ધની સામે આવીને ઊભી 'મારા મહેરબાન, આજે મારો જન્મદિવસ છે અને મારા જન્મદિને આપણે પરસાળમાં જમીએ છીએ તે ભૂલી ગયા છો શુ?' સ્રીએ કહ્યુ અને હસી અને એનો ચહેરો શરમથી લાલ થઈ ગયો

વૃદ્ધના ચહેરા પર પણ રગ આવી ગયો "હું તો ભૂલી જ ગયો કેમ ભૂલી ગયો તે જ સમજાતુ નથી"

"કઇ વાંધો નહિ," સ્ત્રી બોલી. "જરા હોલમાં જુઓ તો? મને લાગે છે કોઇક બારણું ઠોકે છે."

"આટલું મોડુ?" વૃધ્ધે પૂછ્યું.

"શું કહ્યું?" સ્ત્રીએ પૂછ્યું

"આટલું મોડું કોઇ ના આવે," સ્ત્રી તરફ ઝૂકીને વૃધ્ધે ઘાંટો પાડયો.

"પણ મને સંભળાય છે ને, કોઇક બારણું ઠોકે છે તે?" સ્ત્રી બોલી

વૃદ્ધ હોલમાં ગયો અને બારણા પર કાન માંડયા. અને લાગ્યું કે હમણાં થોડી વાર પહેલાં જે ધડાકો સંભળાયો હતો તે એલેકોના બગીચાના દરવાજાની સામે જ થયેલો હોવો જોઇએ. એ બેવડો નમી ગયો અને ત્યારે એને ખ્યાલ આવ્યો કે એકાદ છૂરી–છરાઈ ગોળી તો બારણું વીંધીને યે અંદર આવી શકે. રેડિયો–જેમીંગ સ્ટેશનની જેમ, પવનના સુસવાટમાં અને અખરોટના વૃક્ષના ભયંકર ખખડાટમાં રસ્તા પરના અવાજો ડૂબી જતા હતા. પરંતુ વૃદ્ધને લાગ્યું કે ઘર ભણી આવી રહેલાં વજનદાર બૂટના પગલાંનો ધડધડ અવાજ એણે સ્પષ્ટ સાંભળ્યો હતો વળી બીજો ધડાકો થયો

"ચાલો, જમવાનું તૈયાર છે," રસોડામાંથી સ્ત્રીનો અવાજ આવ્યો.

"જરા વારમાં આવું છુ," વૃધ્ધે મોટે સાદે જવાબ દીધો.

"કોઈ આવ્યું હતુ?" સ્ત્રીએ રસોડામાંથી પૂછ્યું.

"કોઈ નહોતું," વૃદ્ધ ઊંચે સાદે બોલ્યો.

"મને સંભળાતું નથી શું કહો છો તે," સ્ત્રી બોલી.

"કોઈ નહોતું," વૃધ્ધે જોરથી કહ્યું. વર્ષોથી એના દૂબળા શુષ્ક દેહમાં કદી પરસેવો વળ્યો નહોતો; પણ અત્યારે એના હાથ અને કપાળ તરબોળ હતાં.

"હવે તો આવો, નહિ તો ખાવાનું ઠંડું પડી જશે," સ્રીએ કહ્યું.

"હમણાં જ આવું છુ," વૃદ્ધ મોટેથી બોલ્યો. "કૂતરી વિયાવા આવી છે કે નહિ તે જોઈ લઉં જરા"

હૉલમાં અંધારા ખૂણામાં કૂતરી તેની બાસ્કીટમાં નિરાંતે પડી હતી. હજુ એ હાંફતી નહોતી વૃધ્ધે એને માથે હાથ પસવાર્યો. સમ-મશીન-મનના થોડા ધડાકા થયા પરંતુ પ્રકૃતિના બુલંદ અવાજોની વચ્ચે હવે એ અવાજ ધીમો થતો જતો હતો હવે ગોળીઓ થોડે દૂર છૂટતી હતી

"જમવા કેમ આવતા નથી?" સ્રી રસોડામાંથી બોલી "ખવાનુ ખરાબ થઈ જશે"

"હમણાં જ આવુ છુ, પીરસ, "વૃદ્ધે બારો પાડીને કહ્યુ.

પત્નીનો જ જન્મદિન ઊજવવા સંતાડીને રાખેલો બાટલો લઈ પહેરેલો કોટ ઉતાવળે સોફા પર ફગાવી એણે ઘેરા રંગનો બીજો કોટ પહેરી લીધો. પણ કાન તો સરવા જ રાખ્યા

"આટલી વાર સુધી શું કર્યા હતા?" સ્રીએ રસોડામાંથી પૂછ્યુ · "તબિયત તો ખરાબ નથી ને?"

"ના રે, કેમ?" વૃદ્ધે મોટેથી કહ્યુ· "મસ્ત છુ ને!"

વળી એ હૉલમાં ગયો ને બારણે કાન માંડી સાંભળી રહ્યો. ઉશ્કેરાટમાં આપોઆપ એણે લાઈટ કરી નાખી. એ અંધારા હૉલમાં વીજળીનો પ્રકાશ ફેલાઈ ગયો અને પાછા આવીને એને સ્વીચ બંધ કરવી પડી એણે રૂમની બત્તી પણ બુઝાવી નાખી. રસોડાનું બારણું ખોલ્યુ ત્યારે એ એમનું પ્રિય સ્થાન પ્રકાશમય, એકાદ પિક્ચર પોસ્ટકાર્ડ હોય એવુ, લાગ્યુ. તૈયાર ટેબલની સામે જૂનાં પણ સ્વચ્છ કાળાં વસ્ત્રો પહેરીને બેઠેલી, શાન્ત ભાવે હસી રહેલી એ વૃદ્ધા તરફ એણે એક નજર નાખી. એનું માથુ રૂપેરી હતુ અને લાંબા ચળકતા મૂથવાના

સોયા એના હાથમાં રહી ગયા હતા અને રાખોડી રંગનાં મોજાં એના ખોળા પર ઝૂની રહ્યાં હતાં બારણું ખોલ્યું તે એણે સાંભળ્યું નહોતું, એ તો સ્પષ્ટ જ હતું. ગભરાટમાં પિત્તળની પટ્ટી જડેલા ઊંબરમાં એણે જરા લથડિયું ખાધું આ વખતે હોલની દિશામાંથી બારણું ઠોકાવાનો અવાજ બહુ જ સ્પષ્ટ સંભળાયો

"ઓહ! આખરે તમે આવ્યા ખરા!" સ્ત્રી બોલી.

"ત્યાં કેમ ઊભા રહી ગયા છો?" બારણું વધારે જોરથી ઠોકાયું ખૂણામાંથી કૂતરી એક વાર ભસી, પણ બાસ્કીટમાંથી બહાર આવી નહિ

"પાછળ શું સંતાડ્યું છે?" સ્ત્રીએ પૂછ્યું "પાછા તમારી યુક્તિઓ અજમાવી રહ્યા છો કે શું?"

"કોઈક બારણું ઠોકે છે," વૃધ્ધે કહ્યું

"ના, કોઈ ઠોકતું નથી," સ્ત્રી બોલી "મને તો કંઈ સંભળાતું નથી"

"કહું છું કે કોઈક બારણું ઠોકે છે," વૃધ્ધે ઘાંટો પાડ્યો.

વૃદ્ધા હસી વૃદ્ધને એક ઠંડી ધ્રુજારી આવી ગઈ આત્મ-સંતોષના એ સ્મિતથી, તૈયાર પડેલા ટેબલની સુઘડતાથી, અને પ્રકાશમય રસોડાથી હવે એ છેક જ કંટાળી ગયો હતો. ફરી પાછું કોઈક બારણું ઠોકી રહ્યું. "હજુ યે તને સંભળાતું નથી?" વૃધ્ધે સ્વસ્થભાવે પૂછ્યું. બારણામાંથી પસાર થઈ, આ વખતે તે ખુલ્લું જ રહેવા દઈ, વૃદ્ધ હોલમાં પાછો આવ્યો

બારણે એવડું તાળું મારેલું હતું એક અપરિચિત યુવાન ગુદા પર હાથ દબાવતો અંદર આવ્યો એનું મોઢું લોહીથી ખરડાયેલું હતું "મારી પાછળનું બારણું બંધ કરી દો," એ બોલ્યો. "અને બત્તી બુઝાવી નાખો."

"શુ જોઈએ છે તારે, બેટા!" વૃદ્ધની પાછળ ખુલ્લા બારણામાં ઊભેલી સ્ત્રીએ પૂછ્યુ

"મારો ગુદામાં ગોળી વાગી હોય એવુ લાગે છે," યુવાન બોલ્યો

"એણે શું કહ્યુ!" સ્ત્રીએ પૂછ્યુ "મને સભળાતું નથી—એણે શુ કહ્યું!"

"એ ઘવાયો છે," સ્ત્રીના કાન તરફ નમીને વૃધ્ધે કહ્યુ

"ઘાંટા પાડો મા," યુવાન બોલ્યો "હજુ યે કદાચ એ લોકો આ મકાનની આસપાસ ભમતા હોય"

"શુ કહે છે એ!" સ્ત્રીએ પૂછ્યુ "તમે બન્ને જણ શુ બબડી રહ્યા છો!"

વૃદ્ધ એના તરફ નમીને બોલ્યો 'એ કહે છે કે એને જાઘમાં ગોળી વાગી છે"

"શુ!"

"જાઘમાં," વૃદ્ધ બોલ્યો

વૃદ્ધા એ યુવાન સામે જોઈને હસી ને બોલી "ત્યાં ખૂણામાં પેલી ખુરશી પર બેસી જા, બેટા જરા થોભ. આનુ શુ કરવાનો વિચાર કર્યો છે?" બન્ને જણા અદર આવી ગયા અને સ્ત્રીએ બારણું બધ કર્યું તે પછી એણે વૃદ્ધને પૂછ્યુ 'આને અહીં જ રાખવાનો છે?"

વૃદ્ધ એને જોઇ રહ્યો

"અહીં તો એ નહિ રહી શકે," વૃદ્ધાએ કહ્યુ "એનાં કપડાં લોહીનુહાણ છે એને સુવાડવો ક્યાં? સોફાને એ આખો લોહી લોહી કરી મૂકશે મોકલનારને ઘેર લઇ જોઓ. એ લોકોને તો ત્રણ રૂમ છે'

'પણ એ લોકોને ત્યાં ખાલી બિછાનું એકે નથી તો!" વૃદ્ધે કહ્યુ

'દારૂનો બાટલો નીચે કેમ મકી દેતા નથી! પેલા ડોસા તિમારને ત્યાં લઈ જાઓ ત્યાં હવે એક ખાલી બિછાનું છે'

હજુ એને દફનાવ્યો યે નથી," વૃદ્ધે કહ્યું. "એને લઇ જવા હજુ એ લોકો આવ્યા નથી."

રૂપેરી વાળના જથ્થા નીચેથી આ વખતે એની સામે જોતાં વૃદ્ધા હસી નહિ ' અહીં નહિ રહી શકે એ,' એ બોલી. ને પૂછ્યું : "જાધમાં ક્યાં જખમ થયેલો છે?"

"મને ખબર નથી," વૃદ્ધે કહ્યું.

"સોફા પર એ લોહીના ડાઘા કરી મૂકશે," સ્ત્રી બોલીઃ "અહીં નહિ રહેવા દઉં હું એને."

"અહીં તારાથી નહિ રહી શકાય, બેટા," હોલમાં પગ લંબાવી ખુરશી પર બેઠેલા યુવાનને વૃદ્ધાએ કહ્યું. હજુ એ એક હાથ ગુદા પર દબાવી રહ્યો હતો. "મારા ત્રણ દીકરા યુદ્ધમાં માર્યા ગયા છે એ યે તને જણાવી દઉં. બે મોરચે ગયા હતા અને ત્રીજાને એરો–ક્રોસવાળા-ઓએ ગોળીએ દીધો હતો. બહુ થઇ ગયું મારે માટે. હવે અમને રહેવા દે...જતો રહે, બેટા તારા પર ગુસ્સે નથી થતી હું. પણ જતો રહે! આ ઘરમાં બે મરેલાંને માટે જ જગા છે."

યુવાન ત્યાંનો ત્યાં બેઠો રહ્યો

"મેં શું કહ્યું તે તને સમજાયું નહિ?" સ્ત્રીએ પૂછ્યું : "અમારી પાસે જગ્યા નથી મારા વર તને પડોશીને ત્યાં લઇ જશે..."

પંદર મિનિટ રહીને વૃદ્ધ પાછો આવ્યો ત્યારે વૃદ્ધા મોજાં ગૂંથતી ટેબલ પાસે બેઠેલી હતી. બે મોટી તવીમાં ધીમા ગેસ–સ્ટવ પર ખાવાનું પડેલું હતું વૃદ્ધે કોટ ઉતાર્યો અને હોલમાં હેન્ગર પર ભરાવી દારૂનો બાટલો લઈને એ રસોડામાં આવ્યો, અને બાટલો ટેબલની વચ્ચોવચ મૂકયો.

"આ બાજુ આવો તો. તમારા કપડાં પર એણે ડાઘા પાડયા લાગે છે."

"ક્યાં ?" પૂછતાં વૃધ્ધે પોતાનાં કપડાં પર નજર કરી

"આ બાજુ આવો," સ્ત્રીએ કહ્યુ "તમારા કૉલર અને ખમીસ પર સુદ્ધાં લોહીના ડાઘા પડેલા છે"

વૃદ્ધના કૉલર અને ખમીસ પર જ નહિ પણ એની ટૂંકી ધોળી મૂછ પર અને મોંના એક ખૂણે પણ લોહી દેખાતુ હતુ

'અરે, તમને તો નાકમાંથી લોહી નીકળે છે,' સ્ત્રી બોલી 'રૂમમા આવો તમને સુવાડી દઉ '

"કંઈ જરૂર નથી," વૃધ્ધે કહ્યુ ' ખુરશી પર બેઠા બેઠા જ હું માથુ પાછળ રાખીશ" પણ પરસાળ સુધી પહોંચતાંમાં જ અચાનક એના પગ લથડયા સ્ત્રીને લાગ્યુ કે એના ઊંચા દેહને ટેકો આપી એ પલગ સુધી નહિ લઈ જઈ શકે એટલે રસોડાના બારણામાં થઈને એ એના સોફા પર લઈ ગઈ અને વૃદ્ધના ખિસ્સામાંથી રૂમાલ કાઢી એના નાક નીચે દાબ્યો અને એ સપાટ સૂઈ શકે તે સારુ હળવેકથી એના માથા નીચેથી તકિયો કાઢી લીધો મિચેલ્સમાસ ડેઝીનાં ફૂલ અને હિયરીંગ-બોઇંડ બ્રેય પર આવી પડયા વૃદ્ધાએ તે લઈને સોફાની સામેના ટેબલ પર મૂકી દીધાં સારે નસીબે લોહી વહેતું અટકાવવા વૃદ્ધા પાસે ખ નામાં થોડુંક રૂ હતુ ડોકની પાછળ એણે ભીનું પોતુ મૂકયુ અને એના બૂટ કાઢીને જૂનો ચોકડીવાળો કામળો પગ પર ઢાંકી દીધો પણ વૃદ્ધના નાકમાંથી લોહી એવુ તો ધસી આવતુ હતુ કે સ્ત્રીએ એનાં નસકોરાંમાં મૂકેલુ રૂ તો જરા વારમાં લોહીથી તરબોળ થઈ ગયુ આછા લીલા રગનો સોફા પણ લોહીથી ખરડાઇ ગયો પડદો ઊંચો કરી વૃદ્ધાએ બારી ખોલી ફરી પાછા વૃદ્ધે મશીન-ગનમાંથી ધડાકા સાંભળ્યા

"બત્તી બંધ કરી દે" એ બોલ્યો."

સ્ત્રીએ બત્તી બધ કરી દીધી.

"ખુલ્લા પવનથી જરા ઠીક લાગે છે ? ' એણે પૂછ્યુ

'હા," વૃધ્ધે કહ્યુ "તને ગમ્યુ ?"

"હા," સ્ત્રીએ જવાબ આપ્યો.

"તપાસી જોયું ?"

"હજુ તપાસી જોયું નથી;" સ્ત્રીએ કહ્યું. "પણ હમણાં તમે કંઈ બોલો નહિ તો સારું."

"ગુસ્સે ન થઈશ, રોઝ," વૃદ્ધ બોલ્યો: "ઇચ્છું છું કે તું તેનો બરાબર ઉપયોગ કરે"

આમે ય મને બરોબર તો સંભળાય જ છે," સ્ત્રીએ કહ્યું. "આટલા પૈસા ખર્ચ્યા તે જ કેવી અફસોસની વાત !"

'ગોળીઓ છૂટે છે તે તને સંભળાય છે ?"

"હા, સંભળાય છે. પણ હમણાં તમે કંઈ બોલો નહિ," સ્ત્રીએ કહ્યું

"અંધારામાં તને વધારે સંભળાય છે, ખરું ?" વૃધ્ધે પૂછ્યું.

"હા," વૃદ્ધાએ જવાબ દીધો "હજુ યે લોહી નીકળે છે ?"

"કોણ જાણે," વૃધ્ધે કહ્યું "કદાચ બંધે ય થઈ ગયું હોય."

હવે તો ઘરમાં બીજું રૂ પણ નહોતું, અને શીના પોતાથી કંઈ વળતું નહોતું, વૃદ્ધના નાકમાંથી લોહી તો ધસી જ આવતું હતું. પોતે ડૉક્ટરને બોલાવવા બહાર જઈ રહી છે તેવો વૃદ્ધને ખ્યાલ આવે નહિ એટલા માટે કબાટમાંથી એણે ઓવરકોટ પણ લીધો નહિ

"ક્યાં જાય છે, રોઝ ?" રસોડાનું બારણું ખૂલતાં વીજળીના પ્રકાશની પીળી લંબચોરસ આકૃતિ રૂમમાં ધસી આવતી જોઈને વૃધ્ધે પૂછ્યું.

"હમણાં જ પાછી આવું છું," સ્ત્રીએ કહ્યું "બનતાં સુધી રસોડામાં મોરીની આસપાસમાં ક્યાંક થોડું રૂ પડેલું છે."

જરા વાર તો રસોડાના ખુલ્લા બારણામાં એ અવાજ સાંભળવા ઊભી રહી. વૃદ્ધ માટે એણે સેવેલા પ્રેમભાવે અને એની શ્રવણશક્તિ

પ્રુનઃ બક્ષી દીધી હતી. નજીકમાં જ આડેધડ છૂટતી ગોળીઓનું ધડા-ધૂમ થતું હતું; અને એ ધડાકાઓની વચ્ચેના સમયને વર્ષાનો સુસ્ કરતો મંદ ધ્વનિ ભરી દેતો હતો. માથે રૂમાલ બાંધીને એ સ્ત્રી બગીચાની વચ્ચેથી દોડી ગઈ અને મોલનારના બગીચામાં થઈને બહાર રસ્તા પર નીકળી ગઈ; રસ્તાની બત્તીઓના ચૂરે ચૂરા થઇ ગયા હતા અને રસ્તા પર અંધકાર વ્યાપેલો હતો. પગ નીચે છાંટા ઉડાડતાં ખાબોચિયાં એનાં સ્વચ્છ કાળાં કપડાંને ગંદાં કરી દેતાં હતાં. બધાં જ ઘરોના પડદા નીચે ખેંચાઈ ગયા હતા અને બત્તીઓ બુઝાઈ ગઈ હતી. માત્ર એકલ દોકલ ગોળી છૂટતાં કે કોઇક વાર એક સામટા ધડાકા થતાં માનવીનું અસ્તિત્વ છતું થતું હતું. એ અંધકારમાં વૃદ્ધા દોડતી ગઈ; પણ એના હોઠ તો ભયથી ધ્રૂજી રહ્યા હતા. ગોળીઓ છૂટતી હતી તે કરતાં આ અંધકાર વિશેષ ભયપ્રેરક હતો કારણ કે ગોળી છૂટયા પછી શું આવે તેનું એ અંધકારમાં પ્રતીક રહેલું હતું.

દોડતાં દોડતાં વૃદ્ધા વચ્ચે વચ્ચે ઊંચે આકાશમાં જોઈ લેતી હતી. ત્યાં પણ એકધારો લૂંટાયેલો અંધકાર જ વ્યાપેલો હતો. પોર્ટની દિશામાં પણ હંમેશનો લાલ ઉજાસ આજે દેખાતો નહોતો. વૃદ્ધાએ પ્રાર્થના પણ કરી નહિ—એ તો કેવળ ભય પામી ગઈ હતી. પછીના રસ્તા પર પણ અંધારું જ હતું. એની આંખો હવે અંધારાથી ટેવાઈ ગઇ હતી અને કયાં ખાલી જગા હતી અને કયાં કંઈક પડેલું હતું તે એ પારખી શકતી હતી. અને જે વસ્તુઓ દેખાતી હતી તે તેની આકૃતિ-હીનતાને લીધે વધારે બિહામણી લાગતી હતી. એ રસ્તાની સામી બાજુએ દોડી ગઈ. ત્યાં એ વસ્તુઓ પ્રમાણમાં ઓછી હતી હજુ એ પટકાઇ પડી નહોતી. એ અંધકારની પાછળ જો કોઈ માનવીની હસ્તી ન હોય તો કદાચ એ સુખેથી મૃત્યુ પામી શકે. ડર તો એને માનવીનો લાગતો હતો.

ડોકટરના ફ્લેટ પર પહોંચવા એણે કાર્લ માર્કસના સ્કવેરના છેક છેડા સુધી જતો એક સાંકડો રસ્તો વટાવવાનો હતો. અકસ્માત જ નાશ પામતાં બચી ગયેલી એક બત્તી દૂરને ખૂણે હજુ યે બળી રહી હતી. એ

બત્તીથી યે આગળ એક બેવડ વળેલી આકૃતિ આછા અજવાળામાંથી વરસાદમાં ચમકારો કરતી દોડી ગઈ. રસ્તા પરથી એ સ્કવેરમાં અંધકાર જ દેખાતો હતો, અને ચારે બાજુ સન સન કરતી ગોળીઓ છૂટયે જતી હતી. ડૉક્ટરનું ઘર એ સ્કવેરની પાછળ હતું.

મશીન-ગનની બત્તીએ ખૂણા પરના એક બ્લૉકની બારી પર અર્ધ-ગોળાકારે પ્રકાશ ફેંકયો. બે ગોળીઓ વૃદ્ધાને વીંધી ગઈ. ડૉક્ટરના ઘરથી થોડાં ડગલાં દૂર હતી ત્યાં જ એ ફસડાઈ પડી. એનો ચહેરો આકાશ ભણી ઊંચો થઈ ગયો. એણે આંખો બંધ કરી નહિ. એને કોઈ પીડા થતી નહોતી અને ક્ષણેક તો પોતે ઘણી સુખી હતી એવો અનુભવ પણ એને થઇ ગયો. આધાર લઇ શકાય એવું કંઈ હવે એને માટે રહ્યું નહોતું. થોડી વારે ઘણું લોહી વહી ગયું ત્યારે એને ભય લાગવા માંડ્યો—પરંતુ માનવીનો નહિ.

સોફા પર સૂતેલા વૃદ્ધનું પણ ઘણું લોહી વહી ગયું. એની હાલત એટલી નબળી થઈ ગઈ હતી કે કેટલીયે વાર સુધી એને ઊંઘ આવી ગઈ. ઊઠ્યો ત્યારે એને ટાઢ લાગતી હતી. ચોકડીવાળો કામળો એણે ઊંચે સુધી ખેંચ્યો. બારી પણ બંધ હોત તો સારું થાત—પાનખરનો ટાઢો પવન સીધો સોફા પર આવતો હતો. એણે પત્નીને બૂમ પાડી પણ વ્યર્થ. જવાબ જ આવ્યો નહિ. રસોડાનું બારણું ખુલ્લું હતું ત્યાંથી ગેસસ્ટવ ઉપરની તવીમાં થતો ધીમો ખુદબુદ અવાજ આવતો હતો.

"રોઝ," એણે બૂમ પાડી ટેબલ પર કાળા રંગના હિયરીંગ-એઈડ તરફ નજર જતાં એને થયું: "એને સારું આ લઇ આવ્યો તે ઠીક જ થયું,"

એને બારી બંધ કરાવવી હતી; પણ પત્ની જવાબ દેતી નહોતી. વળી પાછું નાકમાંથી લોહી નીકળે એ બીકે એ ઊભા થવાનું સાહસ કરતો નહોતો. એ બારીમાંથી પવન સાથે વરસાદની ઝાપટ પણ અંદર

આવી જતી હતી. ડિયરીંમ–એઇડ ખરીદી લાવ્યો હતો તેનો એને સંતોષ થયો. હૉલના ખૂણામાં કૂતરીએ ઊંકારો કર્યો ત્યારે તો એ સફાળો ઊભો થઈ ગયો. સ્ટૂલ ખેંચીને કૂતરીની બાસ્કીટ પાસે બેઠો ત્યાં સુધીમાં તો પહેલું બચ્ચું બાસ્કીટમાં તેના ગુલાબી પંજા ઉછાળી રહ્યું હતું. તેની જીવડા જેવી લાગતી પૂંછડી વધારે પડતી લાંબી હતી. નીચેની જાજમનું એક પડ પ્રવાહીથી ભરાઈ ગયું. હૉલમાં થઈને આવતો પ્રકાશ જ એ ખૂણાને અજવાળી રહ્યો હતો. ઘર આખામાં સ્તબ્ધતા વ્યાપેલી હતી. કૂતરી સુદ્ધાં બળ એકઠું કરીને મૂંગી મૂંગી કોશિશ કર્યે જતી હતી. નવજાતની કાળી રૂંવાટીને ચાટી રહેલી જીભનો કર્કશ અવાજ માત્ર આવતો હતો. પીડ થાય અને ચાટવાનું બંધ થાય ત્યારે કૂતરી પહેલા જન્મેલા બચ્ચા તરફ માથું ફેરવી જતી હતી અને દુઃખ શમતાં વળી પાછી વફાદાર લાલ જીભથી તેને ચાટવા માંડી જતી હતી. રૂમમાંથી વારે વારે બારીના મજાગરાનું ચડ–ચૂં સંભળાતું હતું.

વૃધ્ધે એક નિઃશ્વાસ નાખ્યો અને ચિંતાથી એના પેટમાં મૂંઝારી થઈ આવી. કાચ જેવા ટશિયાની અંદર દેખાતું બીજું બચ્ચું પણ કાળું જ હતું, ઘરમાં બધું શાન્ત હતું. માત્ર રસોડામાંની તરીમાં થતું ગુડગુડ સંભળાતું હતું. રસ્તા પર હવે ગોળીઓ છૂટતી નહોતી. બાસ્કીટ પાસેથી ઊઠીને રસોડામાંથી પત્નીને બોલાવી લાવવાની વૃદ્ધની હિંમત ચાલી નહિ. કૂતરીએ એની ડોક કમાનની જેમ વાળી ત્યારે વૃધ્ધે એને પોતાની હથેળીનો ટેકો આપ્યો. કૂતરીએ પોતાનો ભાર આગલા બે પગ પર નાખી દીધો અને એના અક્કડ થયેલા શરીરના એકેએક સ્નાયુ કંપી ગયા. કૂતરીને ત્રીજું બચ્ચું આવ્યું ત્યાં સુધીમાં પહેલું બચ્ચું તો ધાવવા પણ મંડી ગયું હતું. બીજું બચ્ચું કટાયેલા બારણા જેવો કચડ કચડ અવાજ કરતું હતું. ત્રીજા બચ્ચાની છૂટી પડેલી નાભિનાળમાંથી લોહીનું ટીપું જાજમ પર પડ્યું.

નવાં જન્મેલાં આ કુરકુરિયાંને પવનના સપાટાથી ઠંડી ન લાગી જાય તો સારું. વૃધ્ધે જઈને બારી બંધ કરી દીધી. આ કુરકુરિયાંની

એને દયા આવતી હતી અને તે સાથે જરા તિરસ્કાર પણ આવતો હતો પોતાનું ધોળું માથું હાથમાં પકડીને વૃદ્ધ સ્ટૂલ પર બેઠો હતો ત્યારે કૂતરીએ જરા વાર માટે પડખું ફેરવ્યું અને એની સામે તે જોઈ રહી. વૃધ્ધે એને પંપાળી. ક્યાંય સુધી પોતે કૂતરીની ચાટી રહેલી જીભનો અવાજ સાંભળતો સ્ટૂલ પર બેસી રહ્યો હતો તેનો તેને ખ્યાલ ન હતો. થાક પણ એને લાગ્યો નહોતો. કોઈ વિચિત્ર સુખનો ભાવ એના અંતરને ભરી રહ્યો હતો. પોતાના વિચારમાં એ એવો લીન થઈ ગયો હતો કે પત્ની હજુ રસોડાના પાછલા બારણે થઈ પાછી આવી નહોતી તેની એને નવાઈ પણ ન લાગી. કૂતરીની પૂંછડી વળી અક્કડ થઈ ગઈ—વળી પાછી પીડ આવવાની શરૂઆત થઈ હતી.

# આદમ અને ઈવ | યુરી કાઝાકોવ

અનુ : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

ચિત્રકાર એગિયેવ ઉત્તર તરફના શહેરની એક હોટેલમાં રહેતો. માછીમારોનાં ચિત્રો દોરવા તે અહીં આવ્યો હતો. શહેર વિસ્તૃત રચનાવાળું હતું—એમાં વિશાળ ચોક હતા, શેરીઓ હતી અને વૃક્ષોની ધગવાળા રસ્તાઓ હતા; અને એને કારણે શહેર ખાલી દેખાતું હતું. શગ હતી નીચાં, વેરવિખેર વાદળાં ભૂખરાં અને સફેદ ઝાકળથી આચ્છાદિત જમીનો પર પશ્ચિમ તરફથી દોડી આવતાં, દિવસમાં કંઈ કેટલીયે વાર વરસી જતાં અને સરોવર શહેર તરફ ધીરે ધીરે ખસ્યા કરતું—સીસાની દિવાલ પેઠે એગિયેવ મોડે સુધી પથારીમાં પડ્યો રહ્યો, ભૂખ્યા પેટે સીગારેટ ફૂંક્યા કરી અને વરસાદથી રેલા નીતારતી બારી તરફ જોતો રહ્યો તેની નીચે ઘરોનાં છાપરાં આભાસનું પ્રતિબિંબ ઝીલતાં ઉદાસીનતાથી ચળકતાં હતા તમાકુના ધુમાડાથી અને હોટેલના કમરાઓમાં હોય છે એવી કોઈ વિશિષ્ટ હવાથી કમરો ધુમાતો હતો એનું માથું દુખવા લાગ્યું કાનમાં સતત ગણગણાટ સંભળાયો અને હૃદયમાં અવાર નવાર પીડા થયા કરી.

બાળપણથી જ એગિયેવમાં શક્તિનો ચમકારો વરતાયો હતો. હવે પચ્ચીસ વર્ષે એના હાવભાવમાં એક પ્રકારની ધિક્કારની લાગણી વરતાતી હતી. ઢળતી પાંપણો અને નીચલા હોઠમાં તિરસ્કાર અને થાક વરતાતો. અને એની કાળી આંખો સુરત તેમજ મગરૂર જણાતી. એણે વેલ્વેટનું જાકીટ પહેર્યું હતું, ખેલાડીઓ પહેરે છે એવી હેટ મૂકી હતી, અને બેફિકરાઈથી હેટ ઝુકાવીને ખિસ્સામાં હાથ નાખીને, શેરીઓમાંના લોકો અને જે કોઈ સામે દેખાય તેની સામે ભાગ્યે જ એકાદ બેધ્યાન નજર નાખીને એ ચાલતો હતો. પણ દરેકની સ્મૃતિ એ સાચવી લેતો, જેની એટલી બધી અવિનાશી તીક્ષ્ણતા હતી કે એને કારણે એના હૃદયમાં દુખાવો થતો

એને શહેરમાં તો કશું જ કરવાનું નહોતું એથી એણે પોતાના

કમરામાં ટેબલ પાસે માથું પકડીને બેસી રહીને, કે નીચે ભોજનગૃહનું બારણું ૧૨ વાગે ખુલે એની રાહ જોતાં જોતાં ક્યારેક આળોટીને, સવાર પસાર કરી. અને જ્યારે સમય થયો ત્યારે એ લથડતા પગે નીચે ગયો અને દરેક વખતે પરસાળમાં રહેલા ચિત્ર તરફ તિરસ્કારથી જોતો ગયો. ચિત્રમાં પાસેનું સરોવર, એની અંદર પડતા વહેળાઓ સાથે અને અકુદરતી જાબુડિયા ખડકોના થર પર ઊગેલા ઠીંગરાયેલાં બર્ચ વૃક્ષોની નારંગી રંગની અકુદરતી ઝાડી સાથે, દોરેલું હતું. ચિત્રમાં પણ શરદ હતી.

બાર પર જઈને એણે બ્રાન્ડીનો આર્ડર આપ્યો. એની અંદર ત્રાંસી નજરે જોતા અને એ ઢળી ન જાય તેની સાવધાની રાખીને તે ધીમેથી પી ગયો. પીધા પછી એણે સીગારેટ ચેતાવી અને ચારે બાજુએ જોઈ લીધું; કારણ કે એ પહેલો ધક્કો આપનારી ઉષ્માની અધીરાઈથી રાહ જોતો હતો. એ જાણતો હતો કે એનાથી એને કઈંક સારું લાગશે અને પોતે પ્રેમથી બધુ વ્યવસ્થિત કરી શકશે—જિંદગી, લોકો, શહેર અને વરસાદ પણ.

એ પછી એ બહાર જશે, વિકાની સાથે ક્યાં જવું, શું કરવું અને કેવી રીતે જીવ્યે જવું એનું આશ્ચર્ય અનુભવતો શેરીમાઓમાં ફરશે બેએક કલાક પછી એ કમરામાં પાછો આવ્યો. એ વખતે એની આંખો ઘેરાતી હતી. એ પથારીમાં પડ્યો અને ઊંઘી ગયો.

અને જ્યારે એ જાગ્યો ત્યારે ફરી પાછો નીચે રેસ્ટોરાંમાં ગયો. હવે દિવસ તો લગભગ પૂરો થવા આવ્યો હતો બારીઓની બહાર બધું ધૂંધળું થઈ ગયું હતું અને જ્યારે સાંજ પડી ગઈ ત્યારે રેસ્ટોરાંમાં જાઝ બેન્ડ વાગી ઊઠ્યુ. ચહેરા શણગારીને છોકરીઓ અંદર આવી, નાનાં ટેબલ પાસે બેસડીઓમાં બેઠી, મીઠાઈ જેવી વાનગીઓ ચૂસવા લાગી; દારૂ પીધો, જે કોઈએ કહ્યું તેની સાથે નાચ કર્યો અને સુખના અનુભવનું અને ઊંચો જિંદગીના નશાનું મહોરું પહેર્યું. એગિયેવે મોટા, પરિચિત અને ધુમાડાથી ભરેલા ખંડમાં દુઃખથી ચારે બાજુએ જોયું. એને છોકરીઓ પ્રત્યે, નાચ કરનાર ધંધાદારી પુરુષો પ્રત્યે, વાંધો નાખતી

પિપુડીઓ અને ઠોકાર્તા પડઘમવાળા ભમાર બેન્ડ પ્રત્યે, અરુચિકર ખોરાક પ્રત્યે અને વેઇટ્રેસ દ્વારા ચોક્કસ રીતે ઓછા અપાતા સ્થાનિક વોદકા પ્રત્યે ઘણા છુ ગી

મધરાતે રેસ્ટોરાં બધ થયુ એગિયેર લથડિયુ ખાતો એના ત્રીજા માળે પહોંચ્યો, બારણા પાસે અથડાયો એટલે સિસકારો એના મોંમાંથી નીકળી ગયો, કપડાં કાઢ્યાં ધીમો ગણગણાટ કર્યો, દાંત ઘસ્યા અને ઊંધે માથે અધકારમાં ફેંકાયો — સવાર સુધી

એ દિવસ પણ અન્ય દિવસો જેવો જ હતો, પણ બીજા દિવસે બે વાગ્યે એ વિહાની ટ્રેન પર ગયો એ વહેલો આવી પહોંચ્યો હતો અને પ્લેટફૉર્મ પર તેમ જ મેગ-મિસ્તારા સાથેના ઉતારુઓ પર એકાદ નજર નાખીને એ સીધો જ નાસ્તા-ગૃહમાં ગયો એક જમાત એવો પણ હતો જ્યારે રેલ્વે-પ્લેટફૉર્મનું માત્ર દશ્ય એને ઉશ્કેરી મૂકતું અને ભટકવાની લાલસાથી એને ભરી દેતું

ઊંચી અને રાતા વાળવાળી એક વેઇટ્રેસે એને વોદકા લાવી દીધો

'કેવી છોકરી છો ' એગિયેર બબડ્યો એની આંખો લોભી આનદથી એને અનુસરી, અને જ્યારે ફરીથી એ એની પાસે આવી ત્યારે એ બોલ્યો

' આજ સુધી જિંદગીમાં જેને શોધ્યા કરુ છુ તે જ તું

ખચકાયા વિના વેઇટ્રેસ હસી લગભગ દરેક જણ પાસેથી એ આવુ સાંભળવા ટેવાયેલી હતી સ્ટેશન અને રાતા વાળવાળી વેઇટ્રેસને ફરીથી જોવા કદી ન આવવાના હોય એવા લોકો અડધો એક કલાક માટે અદર આવે અને મમરકા મેસે—સામાન્ય રીતે અસભ્યતાથી ભરેલુ

"મારે તને ચીતરવી પડશે,' એગિયેવ બોલ્યો, કઈંક ઉતાવળો બનીને "હુ કલાકાર છુ '

વેઈટ્રેસે ગ્લાસ એગિયેવના ટેબલ પર ખસેડ્યા અને હસી: ગમે તેમ પણ, આવું સાંભળવું તેને ગમતું હતું.

"સાંભળ, હું પ્રતિભાવાન છું, આખું પશ્ચિમ મને જાણે છે! બોલ"

"કલાકારો આવે છે પણ તે અમને ચીનરવા માટે નહીં." એ કંઈક અ-રશિયન એવા સ્વરભારથી બોલી.

"તું કેવી રીતે જાણે?" એણે તેની છાતી તરફ જોયું.

"ઓહ, એમને માછીમારો જોઈએ અને કામદારો—સિગ્નલમેન. અથવા તો લાકડાના દેવળવાળો એક ટાપુ છે ત્યાં તેઓ જાય. તેઓ આવે છે — મોસ્કોથી, લેનિનગ્રાદથી. એ બધા જ તમારા જેવા હોય છે – સાથે પેલાડીના જેવી હેટવાળા—'

"મૂરખાઓ હોય છે એ બધા." અને આવતી ટ્રેનનો અવાજ સંભળાતાં ઝડપથી એણે કહ્યું, "વારુ, ફરી મળીશું આપણે, ખરું? તારું નામ?"

"ઝાના."

"તું રશિયન નથી, ખરું?"

"ના, ફિન. યુઓનાલેઈનન.',

"મરવા દે એ નામ." એગિયેવ વોદકાને પૂરો કરતાં અને ખાંસી ખાતાં બબડયો.

પૈસા ચૂકવ્યા, ઝાન્નાના ખભાને દબાવ્યો અને પ્લેટફોર્મ પર ઊછળતો ચાલ્યો ગયો. "શી ખરાબી છે સ્ત્રીની!" આછા ભૂરા રંગના એક્સપ્રેસના ડબ્બાઓ એની પાસેથી પસાર થતા ગયા તે સાથે આંખોને ફેરવતો એ વિચારી રહ્યો. આંખને લાગેલા થાકથી એને ચક્કર આવતા હોય એવું લાગ્યુ અને એણે મ્હોં ફેરવી લીધુ "એ પીવું નહોતું પીવું જોઈતું," શરમનાક રીતે એ વિચારી રહ્યો અને વિકાના આગમનના વિચારથી એકાએક ગભરાઈને એણે સીગારેટ ચેતાવી.

ઉતારુઓ તો ટ્રેનમાંથી નીકળી સ્ટેશનની બહાર જતા પણ હતા એણે નિસાસો મૂકયો, સીગારેટ ફેંકી અને વિકાની શોધમાં ઊપડયો વિકાએ તેને પહેલાં જોયો અને બૂમ મારી, એ ફર્યો અને એણે ઊનના કાળા કે ટમાં આવતી વિકાને જોઈ કોટ બંધ કર્યા વિનાનો—ઝૂલતો હતો અને એના ઢીંચણોથી પછડાતી સ્કર્ટની કિનાર ઊછળતાં મોજાં નો આકાર રચતી હતી

વિકાએ શરમાતાં મોજામાં ઢંકાયેલો પોતાનો હાથ આપ્યો સૂર્યથી સફેદ થયેલા, ટૂંકા અને અસ્તવ્યસ્ત વાળ એના કપાળ પર ઝૂકયા હતા એ વાળમાંથી એની તિરછી તાતાર આંખો એગિયેવ તરફ જોઈ રહી હતી કંઇક ભયભીત, અને સુકા ફાટી ગયેલા હોઠવાળું એનું હીરમજી રંગનું સજ્જડ મ્હોં બાળકની પેઠે અડધુ ખુલ્લું હતુ

'હેલો,' એણે કહ્યું અને કંઈક રમુજી અને ચબરાકીભર્યું, આગળથી તૈયારી કરી રાખેલું, એ કશુંક કહેવા જતી હતી પણ શાંત થઇ ગઈ.

એગિયેવે વિકાના ગળા પર લપેટાયેલા પારદર્શક સ્કાર્ફ ઉપર નિષ્કારણ નજર જડી દીધી હતી, અને તોફાની નિશાળિયાના જેવું વર્તન કરી એની ચળકતી સુટકેસ ઝૂટવી લીધી હતી પછી બન્ને જણા સ્ટેશનમાંથી એક મોટા માર્ગ પર ચાની ગયાં

"તારો ચહેરો, ગમે તે હો, કાંઇક ચડેલો લાગે છે.." વિકાએ કહ્યુ અને "કેમ ચાલે છે?" કહીને પોતાની આજુબાજુ જોઇ લીધુ

"મને તો ગમે એવુ છે"

"ઉહ્?" એગિયેવે ગળામાંથી ન ગમે એવો અવાજ કાઢયો ઘૃણા દર્શાવવા એ હમેશાં આવો અવાજ કરતો

"પીધેલી હાલતમાં છે?" વિકાએ પોતાના હાથ ખિસ્સામાં ખોસી દીધા અને માથુ નમાવ્યું એના વાળ આગળ ઝૂકયા

"ઉહ્!" એણે ફરીથી કહ્યુ, વિકા તરફ આંખના ખૂણામાંથી જોતાં વિકા બહુ જ ધાટીલી હતી અને એનાં કપડાંમાં, અવ્યવસ્થિત વાળમાં, બોલવાની રીતમાં, કંઈક છેતરામણું—મોસ્કોના રહેવાસીઓમાં

હોય છે એવું—તત્ત્વ હતું. ઉત્તરના પ્રદેશમાં એગિયેવને આવું ઓછું જોવા મળ્યું હતું. મોરક્કોમાં તેઓ બહુ ઓછી વાર મળ્યાં હતાં અને એક બીજાને બરાબર ઓળખતાં પણ નહોતાં. વિકાનું આગમન અને એણે લીધેલી રજા બહુ મુશ્કેલીએ મળેલી હતી તે એ જાણતો હતો; અને એને ગંધ આવી ગઈ હતી કે તે ગમે તે માટે તૈયાર હતી—આ બધું એને કંઈક અનપેક્ષિત અને વિચિત્ર લાગ્યું હતું.

"સ્ત્રીઓની બાબતમાં તો હું નસીબદાર છું." આનંદિત આશ્ચર્યથી એણે વિચાર્યું અને જાણી કરીને હાથના મોજાં પહેરવાને બહાને ઊભો રહી ગયો. જો કે ખરેખર તો વિકાને પીઠ પાછળથી જોવા માટે એ ઊભો રહી ગયો હતો. વિકા ધીમી પડી ગઈ. અરધા ફરીને એણે પ્રશ્નાર્થક દૃષ્ટિથી એગિયેવ તરફ જોઈ લીધું. અને પછી રસ્યમનરક રીતે દુકાનો અને રસ્તે પસાર થનારાંઓ તરફ જોયું

પાછળથી પણ તે સુંદર લાગતી હતી; અને એ આગળ ચાલી ન ગઈ પણ ધીમી પડી ગઈ અને પ્રશ્નાર્થક દૃષ્ટિએ એણે જે જોયું એ ઘટનાએ બતાવી આપ્યું કે તે એગિયેવ પર બધુ છોડી બેઠી હતી. એક ક્ષણ પહેલાં વિકાના આગમનથી પોતે ગૂંચવાઈ ગયો હતો અને અવઢવમાં પડી ગયો હતો, તેમ છતાં આ ઘટનાએ એગિયેવને ખૂબ ખુશ કરી દીધો. એને ઝાંખુ ઝાંખું યાદ આવ્યુ કે અકળામણમાંથી મુક્ત થવા માટે એણે પેલું પીણું પીધું હતું

"તારાં પ્રેસ-કટીંગ્સ હું લઈ આવી છું." એ જ્યારે સાથે થઈ ગયો ત્યારે વિકાએ કહ્યુ. "તને ખબર છે, એ લોકો તારી તો કમબખ્તી કરવા બેઠા છે? હું ગઈ હતી તે દિવસે તો પ્રદર્શનમાં જવા માટે મોટી કતાર જામી હતી"

"ઉહ!" એ ફરીથી બોલ્યો, જો કે ઊંડા સંતોષથી અને ભય સાથે, એકાએક ઉમેરતાં: "'કોલખોઝ ગર્લ' એમણે ઉતારી લીધું નથી?"

"ના. હજી લટકે છે," વિકા હસી. "એનું મ્હોં-માથું કોઈ સમજી શકતું નથી. તેઓ બધા જ બૂમો મારે છે અને દલીલો કરે છે—દાઢી

વાળા અને જીન પહેરેલા છોકરડાઓ એમને કઈ સમજ પડતી નથી, અને તેઓ ગોળગોળ ફર્યા કરે છે "

"અને તુ તને તે ગમ્યું ?"

વિકા ન સમજાય એવુ હસી, અને એગ્રિયેન એકાએક ગરમ થયો, નસકોરાં ફુલાવ્યાં, પોતાના નીચલા હોઠને કરડયો, એની કાળી આંખો અનસ અને ઉદાસ બની ગઇ "હુ હવે દીવાનો ' એણે નક્કી કર્યું

અને આખો દિવસ એ વિકાની સાથે કોઈક અજાણ્યા આગન્તુકની જેમ શહેરમાં ફર્યો, બગાસાં ખાધાં, વિકાના પ્રશ્નોના અસ્પષ્ટ જવાબો બબડી ગયો, વિકા સ્ટીમરનો સમય જાણી લાવે ત્યાં સુધી ધક્કા પર એ રોકાયો, અને સાંજે એણે દારૂ પીધો એટલી હદે કે વિકાને આજીજી કરી એને રોકવો પડયો એણે કમરામાં પોતાની જાતને પૂરી દીધી અને વિકા એના કમરામાં એકલી છે એવુ ઊંડા તીવ્ર દુ ખથી જાણીને આકુળવ્યાકુળ થઈને, એણે સીગારેટ ફૂકયા કરી, અને પોતાના પ્રત્યે વક્રતાભર્યું નિર્લજ્જ હાસ્ય હસ્યો, અને રાતા વાળ વાળી ઝાન્ના વિશે વિચારવા લાગ્યો

થોડી થોડી વારે ટેલિફોન રણકયો એ જાણતો હતો કે તે વિકાનો હતો પણ એણે ઘટડી વાગવા દીધી "જા ભટક તારી મેળે, નાદાન કઈની ' ધૂંધવાતાં એણે વિચાર્યું

બીજા દિવસે વિકાએ એગ્રિયેવને વહેલો જગાડ્યો અને એ નાહી ધોઈને તૈયાર થાય ત્યાં સુધીમાં એણે એગ્રિયેવની મુસાફર-બેગ તૈયાર કરી દીધી. એની રંગપેટી ખેંચી આણી ચિત્ર મારની ઘોડી બાંધી લીધી. અને માછલીઓ પકડવા માટેનાં સાધન પથારી નીચેથી ખેંચી લીધાં, ટેબલનાં ખાનાંઓ ખેંચીને જોઈ લીધુ, ખાલી શીશીઓ ફેંકી દીધી. વિકા સામાન્ય રીતે અટૂલી અને કામમાં ગુંથાયેલી દેખાતી હતી એણે આ દરમ્યાન એગ્રિયેવ તરફ જરા પણ ધ્યાન આપ્યું નહોતું

"પત્ની જેવી જ," આશ્ચર્યથી વિકાની સામે જોઈ રહેતાં એગિયેવે વિચાર્યું. એણે ભવાં ચડાવ્યાં અને વિચાર્યું કે સ્ત્રી કેટલી જલદીથી પુરુષને અનુકૂળ શાંત અને ચોવટવાળી બની જાય છે, જાણે યુગોથી તેઓ બન્ને સાથે જ ન રહેતા આવ્યાં હોય!

એગિયેવનું માથું ચડયું હતું અને એની ઈચ્છા નીચે પીઠા પર જવાની હતી, પણ એ હજી ખૂલ્યું નહીં હોય એની યાદ આવી; એણે ખાંસી ખાધી, બગાડચો, ખાવી પેટે સીગારેટ ફૂંકી અને વધુ ખરાબ હાલત અનુભવી. દરમ્યાનમાં વિકા નીચે પહોંચી ગઈ હતી એણે બિલ ચૂકવી દીધું અને ટેક્સી બોલાવી. "હ, ભલે ચૂકવે," બહાર નીકળીને ટેક્સીમાં બેસતાં એણે વિચાર્યું. એ પાછળ બેઠો અને આંખો બંધ કરી દીધી. સવારથી વરસાદ એવો શરૂ થયો હતો કે જાણે આખો દિવસ પડશે. બરફ પણ પડવા માંડયો, મોટાં ભીનાં ફોરાં જોરમાં પડતાં હતાં અને ભીનાં છાપરાંનો અને ફરસબંધીનો સ્પર્શ પામે તે પહેલાં તો ઘણે ભાગે કાળાં પડી જતાં હતાં.

ધક્કા પર પહોંચતાં તો એગિયેવની હાલત અત્યંત ખરાબ બની હતી. દુઃખિત, અર્ધનિદ્રિત, ક્યાં અને શા માટે જઈ રહ્યો છે એના ભાન વિના એણે સૂસવતા અને ચિત્કારતા પવનને, પગથિયાંને થાપટો મારતાં પાણીને, અને ચકચકતા તેમજ ડૂબતા ચાલુ થતી મોટર–બોટના અવાજોને, એણે શૂન્યવત્ સાંભળ્યા કર્યા વિકાએ પણ એનો ઉત્સાહ ગુમાવ્યો હતો, એગિયેવની બાજુમાં બેસીને આજુબાજુ જોયાં કરતી એ નિરાશ અને ઠંડી થઈ ગઈ હતી, ટૂંકો તંગ જામો પહેરવા એ ઝૂકી હતી અને હજી શૂન્યમનસ્ક હતી. પવન એનાં ઝુલ્ફાં ઉડાડતો હતો અને એના કપાળ પર ઉછાળતો હતો. એ એવી દેખાતી હતી કે એને હમણાંજ કોઈનો તાર મળ્યો હોય અને એ સ્મશાનયાત્રા માટે જતી હોય.

"એ જામો પહેરી લેશે." આંખો બંધ કરીને, લાકડાના પાટિ-

